# નવદંપતીને



લેખક અને પ્રકાશક :

**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

રખે વહેમાતા : નવદંપતિને : પુત્રદા અને પારણું : અનુભુત યોગાવલિ : સંતતિસંયમન : શીતળા : ચંદ્રોદય એટલે શું ? : પૂછયું અને કહ્યુ (પ્રથમ અને દ્વીતીય ભાગ) : વીણેલાં : બા અને બાળક : વગેરેના લેખક અને

**સંચાલક: વિશાળ ઔષધ ભંડાર**

પાટડી. (જી. અમદાવાદ)

દ્વિતીયાવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૮ સને ૧૯૪૨

મૂલ્ય રૂ. ૧–૦–૦

સાચું દાંપત્યસુખ એ જ સ્વર્ગીય સંસારની ગુરૂચાવી છે. સાચા સંસારસુખથી વંચિત મહાપુરૂષો પણ ભયંકર દાનવરૂપ પ્રકટાવે છે. માનવરૂપે દેવ તે જ છે, જેણે સાચા દાંપત્યસુખનો અનેરો લ્હાવો લીધો છે.

મુદ્રક: ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
મુદ્રણસ્થાન: સ્વાશ્રય મુદ્રણાલય: રાણપુર

# બીજી આવૃત્તિ વિષે બે બોલ

**આ** પુસ્તક જનતાના આદરને પાત્ર બન્યું છે. એ મારે માટે ભારે આત્મસંતોષનો વિષય છે. આજના ધાંધલ-ધરપચભર્યા અનેક ઉદ્યોગમાં પ્રવૃત્ત રહેનારને પોતાના ગૃહજીવનની વાડીની મીઠી મહેકતી સુગંધ મેળવવાની તમન્ના રહે એ સ્વાભાવિક છે. અને એ માટે પતિ-પત્નીનો સંબંધ સુમેળ સાધતો, સૌભાગ્યની સુરભીભર્યો હોવો જોઇએ.

એ દૃષ્ટિ રાખીને તેમજ તેની સાથે એક વૈદ્ય તરીકેના મારા અનુભવને સામેલ રાખીને આ પુસ્તક મેં તૈયાર કર્યું હતું. આ પુસ્તકના ઘડતરના સંબંધમાં મારે જે કાંઇ કહેવાનું હતું એ. તો પહેલી આવૃત્તિ પ્રકટ કરતી વખતે જ 'ઘડતર મિમાંસા'માં મેં કહી દીધું હોઇ, અહીં વિશેષ કશું કહેવાની જરૂર લાગતી નથી.

પ્રથમાવૃત્તિ પ્રકટ થયા પછી અનેક ભાઇ-બ્હેનોના મળેલા પત્રો ઉપરથી જોઇ શકાય છે કે અત્યારના જમાનામાં ગૃહ-જીવનને મધુરૂં બનાવવા તથા દાંપત્યસુખને પ્રાપ્ત કરવા માટે જે પ્રકારના માર્ગોની જનતાને જરૂર છે તેનું દર્શન તેમને 'નવ દંપતીને...'માં થયું છે. અને તેથી જનતા તરફથી ઉત્તરોત્તર આ પુસ્તકની માંગણી વધતી જ ગઇ છે.

પહેલી આવૃત્તિ કેટલાક સમયથી બિલકુલ ખલાસ થઇ ગઇ છે, તેની માગણી તો વધતી જ જાય છે. એટલે અત્યારે કાગળો વગેરેની અનેકગણી મોંઘવારીના સમયમાં પણ બીજી આવૃત્તિ પ્રકટ કરવાનું સાહસ કર્યું છે. આ આવૃત્તિમાં ઉંચા ગ્લેઝડ કાગળો વાપર્યા છે, તેને શૃંગારવાનો સુયોગ્ય પ્રયત્ન કર્યો છે અને તેની સાથે તેની અંદર ભરેલું નવનીત દરેક વાચકને હર પ્રકારે પાચક, પૌષ્ટિક અને મધુર લાગશે.

વિશેષ કશું કહેવાનું નથી. પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી હું આ પ્રકારનું સાહિત્ય તૈયાર કરી, જનતા-નારાયણની યથાશક્ય સેવા બજાવી રહ્યો છું. એવી જ સેવા બજાવવાનું બળ પરમાત્મા સતત પ્રેર્યા કરે અને વાચકવૃન્દને મારી આ પ્રકારની સેવા સંતોષ આપે એવી હાર્દિક ભાવના પ્રકટ કરૂં છું.

પાટડી
તાઃ [illegible] : ૫ : ૧૯૪૨

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

# ઘડતર મિમાંસા

કોઇ શિલ્પી અમુક દેવ કે દેવીની મૂર્તિ ઘડે છે; કોઇ બળવાન પહેલવાન અથવા સર્વાંગસુંદર રમણીની પ્રતિમા રચે છે; કોઇ સુવર્ણકાર સુવર્ણ કે ચાંદીનો રત્નજડિત યા સાદો અલંકાર ઘડે છે. એ દરેક ઘડતરની પાછળ કોઇ ને કોઇ હેતુ રહેલો હોય છે. હૃદયની શ્રદ્ધા, સૌંદર્યની આકાંક્ષા, પ્રચારની દૃષ્ટિ, કીર્તિની કામના, તેમ જ જનતામાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાની, તેને માર્ગદર્શન કરાવવાની, તેના દિલમાં ઉન્નત વિચારોને સ્ફુરાવવાની, તેના બાહ્ય અને આંતર સુશોભનની ભાવના એ ઘડતર કરનારના દિલમાં વહેતી જ હોય છે. તે વિના એવું કોઇ પણ ઘડતર કરવાને માટે તેનું મન ઉદ્યુક્ત બનતું નથી.

અર્થાત્ આ નાના ગ્રંથનું ઘડતર કરવાની પાછળ કોઇ ને કોઇ હેતુ રહેલો હોય એ સ્વાભાવિક છે.

મેં લાંબા કાળથી આયુર્વેદની અને તેના દ્વારા ભારતવાસી મારાં બંધુ–ભગિનીઓની સેવા કરવાનો ધંધો સ્વીકાર્યો છે. એ ધંધાને ફલિભૂત બનાવવાના બે પ્રકાર: એક તો તેમનાં દરદનું નિદાન કરી, ચિકિત્સા કરવાનો–તેમને યોગ્ય ઔષધોપચાર કરવાનો. બીજો પ્રકાર તેમનાં શરીર, જાત જાતનાં દરદો, તેનાં કારણો વગેરેના સંબંધમાં તેમને આવશ્યક માહિતી આપી, તે માટેનાં યોગ્ય ઔષધો, ઉપચારો આદિ બતાવવાનો.

વૈદ્ય તરીકે જુદાં જુદાં સ્થળોનાં, જુદી જુદી જ્ઞાતિઓ અને કોમોનાં, ભિન્ન ભિન્ન સ્વભાવનાં અને જાતભાતનાં; સામાન્ય તથા ગંભીર દરદોથી ગ્રસિત થયેલાં અનેક માનવીઓના પ્રસંગમાં મારે આવવું પડે છે. તેમને ઔષધોપચાર અને સલાહ–સૂચના દ્વારા યથાશક્ય આશ્વાસન હું આપું છું.

પરંતુ એટલાથી મને સંતોષ ન થાય એ સ્વાભાવિક છે. હું તો એમ ઇચ્છું કે જગતનો કોઇ પણ માનવી દરદી ન રહેવો જોઇએ. જો કે આખા જગતને પહોંચી વળવાની મારામાં શક્તિ નથી, એટલે જેઓ મને સમજી શકે, હું જેટલાને સમજાવી શકું, તેમને ઉપયોગી થવાને માટે અત્યારસુધીમાં મેં આરોગ્યવિજ્ઞાન, શરીરશાસ્ત્ર અને જુદાં જુદાં દરદો સંબંધી કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તદુપરાંત અખબારોમાં આરોગ્ય, આહારવિહાર, જુદી જુદી ઋતુઓમાં રાખવી જોઇતી સંભાળ, કેટલાક પ્રયોગો, વગેરેના સંબંધમાં લેખો પણ લખ્યા છે તથા લખું છું.

એ પ્રચાર મને વધારે સફળતા દર્શાવનારો લાગ્યો છે. મારાં પુસ્તકો અને લેખો વાંચનારાં ઘણાં યુવક, યુવતિઓ તરફથી મને પત્રો મળે છે. કેટલાંક રૂબરૂ મુલાકાત વખતે પણ મારી સાથે ચર્ચા કરે છે. તેમની ચર્ચાનો ધ્વનિ એ હોય છે કે આજસુધી જાતીય વિજ્ઞાન સંબંધી જે આપણી ભાષામાં લખાયું છે, પ્રગટ થયું છે, તે માંહેનું કેટલુંક અતિ શાસ્ત્રીય બન્યું છે, અને બીજું કેટલુંક માત્ર જુગુપ્સા અને કામોત્તેજના પેદા કરનારૂં હોઇ શિષ્ટ સમાજ તેના તરફ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. એટલે અત્યારના જમાનાને અનુસરીને, સાંપ્રત સ્થિતિ, રીતિ, નીતિ, આદિનો વિચાર કરીને નવદંપતીને માર્ગદર્શક બને, તેમનો સંસાર સુખરૂપ બને એવા સાહિત્યનો પ્રચાર આવશ્યક છે.

મને પણ તેમની એ માગણીમાં તથ્ય જણાયું છે. અને તે આ '**નવદંપતીને...**'નું ઘડતર કરવામાં કારણરૂપ બન્યું છે.

આ વિષય એટલો નાજુક છે કે તેને બહુ જ સંભાળપૂર્વક છણવો જોઇએ. આખા જગતનો આધાર પ્રાણ અને પ્રકૃતિના સંગમ ઉપર છે. દ્વૈતને અદ્વૈત બનાવવાથી જ જગતની સુખરૂપતા સિદ્ધ કરી

શકાય છે. એ અદ્વૈતભાવના નવદંપતીમાં સંચરે તો જ તેમનો સંસાર સુખી બની શકે છે.

આ વિષયમાં અનેક વિચારો મારા મનમાં ઉદ્દભવવા લાગ્યા, કેટલાંક યુવક અને યુવતીઓ તરફનાં પત્રોમાંથી પણ મને ઘણું જાણવા-વિચારવાનું મળ્યું. એટલે '**નવદંપતીને...**' એ જ નામથી આ ગ્રંથ લખવાનો આરંભ કર્યો.

તે કોઇ જુદી જ રીતે લખવાનું મારા મનમાં સ્ફુરણ થયું. તેથી તેના બે ખંડ પાડયા છે: પ્રથમ ખંડમાં મોટો ભાઇ પ્રભુતામાં પગલાં માંડનારી નાની બ્હેનને પત્રોદ્વારા તેના ભાવિ જીવનના કાર્યક્રમનું માર્ગદર્શન કરાવતો હોય એ રીતે લખ્યું છે: દ્વિતીય ખંડમાં મોટી ભાભી પ્રભુતામાં ડગ ભરનારા નાના દિયરને પત્રો લખે છે. રૂબરૂ કરતાં મર્યાદા જાળવીને પણ પત્રોદ્વારા ઘણું વધારે કહી શકાય એ સ્વાભાવિક છે. એથી જુદા જુદા પત્રોદ્વારા જ નવદંપતીને જાણવા યોગ્ય, વિચારવા યોગ્ય, આચરવા યોગ્ય, આદરવા યોગ્ય તમામ કહેવાનું મને ઠીક લાગ્યું છે.

હું એક વૈદ્ય નવયુવક-યુવતીને સીધી સલાહ આપું તેના કરતાં એક ભાઇ બ્હેનને, ભાભી દિયરને પોતાના અનુભવના નિચોડપૂર્વક સલાહ આપે તે વાચકને વિશેષ રૂચિકર અને વધારે અનુકૂળ લાગશે એમ હું માનું છું. તેમાં નવદંપતીને પરસ્પરના સ્નેહ, સહકારિતા અને સંસ્કારિતાની જાળવણી તથા વૃદ્ધિને માટે સુરૂચિભંગ ન થાય એવી રીતે કહેવાનો યત્ન થયો છે. તેમનું ભાવિ જીવન કેવી રીતે ઉજ્જવળ બની શકે, અત્યારના જમાનામાં તેઓ પોતાનો સંસાર કેવી રીતે સુખરૂપ બનાવી શકે તેનું દર્શન કરાવ્યું છે.

ભાઇ પુરૂષ છે, તે દુનિયાના રંગે રંગાયેલો છે. એ પોતાના દૃષ્ટિબિન્દુથી નાની બ્હેનને સલાહ આપે છે. તે સંપૂર્ણ મર્યાદામાં રહીને પણ

વ્હેનને અત્યારે સર્વત્ર ચર્ચાતા સંતતિનિયમનના સંબંધમાં પૂરતી સ્પષ્ટતાપૂર્વક ઉપયુક્ત માહિતી પુરી પાડે છે. તેમ જ એક પુરુષની દૃષ્ટિથી દાંપત્યજીવનને સફળ બનાવનારી અગત્યની વાતો સમજાવે છે.

તેજ રીતે મોટી ભાભી પણ પોતાના અનુભવને આધારે નાના દિયરને લગ્ન અને પ્રેમની સમજણ આપી, પત્નીને પ્રસન્ન રાખવાની કળા, સમાગમ, સંતતિનિયમન, પતિ–પત્નીના ઝગડા, કલહનો અંત આણવાની કળા, મર્દાનગી, સાચો દાંપત્યપ્રેમ, લગ્નજીવનનું સારતત્ત્વ આદિ સરલતાપૂર્વક સમજાવી દે છે.

આ ગ્રંથની પ્રસ્તાવના સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે લખેલી હોઇ એ વિષયમાં મારે કશું લખવાનું રહેતું નથી. શ્રી. ચુનીલાલભાઇએ તેમની મર્મજ્ઞતાપૂર્વક આખાય ગ્રંથનું હાર્દ સમજાવ્યું છે. તેમણે લીધેલા શ્રમ માટે હું તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું.

અહીં મારે વિશેષ કશું કહેવાનું નથી. આ ગ્રંથ વહેલો પ્રકટ થાય એવી મારી ઇચ્છા હતી. પરંતુ કેટલાંક અનિવાર્ય કારણોને લઇને તેમાં ધાર્યા કરતાં વધારે ઢીલ થઇ છે, તે માટે મારા તરફ પ્રેમભાવ ધરાવનાર ઇન્તેજાર વાચકબન્ધુઓની ક્ષમા ચાહું છું.

આ ગ્રંથ પ્રભુતામાં પગલાં ભરનાર યુવકો અને યુવતિઓને પસંદ પડશે તો હું મારો શ્રમ સફળ થયો સમજીશ, એટલું જ નહિ પણ એથી પ્રોત્સાહન મળતાં આ જ વિષયને લગતું અન્ય ઉપયોગી સાહિત્ય તૈયાર કરવામાં મારૂં મન પ્રવૃત્ત બનશે. પરમ કૃપાળુ પરમાત્મા એ માટેનું મને બળ આપો એવી પ્રાર્થના છે.

વિશાળ ઔષધ ભંડાર
પાટડી (જી. અમદાવાદ)
તા: ૧૪: ૮: ૧૯૩૯

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી.

# પ્રસ્તાવના

મીસીસ મેરી સ્ટોપ્સ, જેનાં જાતીય વિજ્ઞાનનાં પુસ્તકો અંગ્રેજી સાહિત્યમાં ખૂબ ફેલાવો પામ્યાં છે અને જેના અનુવાદો હિંદની કેટલીક દેશી ભાષાઓમાં પણ થઇ ચૂકયા છે, તે પોતાના પુસ્તક "Married Love"માં કહે છે: 'It is never easy to make marriage a lovely thing; and it is an achievement beyond the powers of the selfish, or the mentally cowardly. Knowledge is needed and, as things are at present, knowledge is almost unobtainable by those who are most in want of it.' તાત્પર્ય એ છે કે આપણે ત્યાં 'તાંતરવું' એ કુદરતી પ્રેરણા જ કહેવાતી હોવા છતાં તેમાંય જ્ઞાનની, સમજણની, શિક્ષણની જરૂર છે, અને સફળ તથા સુખી દાંપત્ય-જીવન એ સામાન્ય રીતે માનવામાં આવે છે, એવી સહેલી વસ્તુ નથી. મનના કાયર અને તનના સ્વાર્થીઓ 'દંપતી'–સુખી દંપતી બની શકતાં નથી, અને તેમને સુખી બનાવવાં હોય તો તેમને સુખી દાંપત્ય માટેની સમજણ આપવી જોઇએ.

એક કાળ એવો હતો કે જ્યારે સુખી દાંપત્ય માટેની ગુરૂકુંચી 'કામશાસ્ત્ર'માં સમાયલી મનાતી હતી. કામશાસ્ત્રનું જ્ઞાન લોકોને આપવા માટે આપણા ઋષિ–મુનિઓ પણ મોખરે આવ્યા છે અને તેમણે માનવપ્રકૃતિ તથા ચેતનસૃષ્ટિનું અવલોકન તથા અભ્યાસ કરીને એ જ્ઞાનનાં પુસ્તકો લખ્યાં છે. એ દિશામાં તેમણે કેટલાંક

સંશોધનો પણ કરેલાં છે, અને એ સંશોધનો પ્રાથમિક અવસ્થામાં હતાં, તે ઉપર આગળ વધીને આજના સંશોધકોએ બીજાં પણ સંશોધનો કરેલાં છે. પ્રાચીન કામશાસ્ત્ર કરતાં આજનું કામશાસ્ત્ર ખૂબ આગળ વધ્યું છે, વિસ્તાર પામ્યું છે અને વધારે વહેવારૂ સ્વરૂપ પામ્યું છે એમાં શંકાને સ્થાન નથી.

પરંતુ એકલા કામશાસ્ત્રનું જ્ઞાન સુખી દાંપત્ય માટે પૂરતું નથી. એક કાળે તે ભલે પૂરતું મનાતું હોય, આજે તો માનવસમાજની સમીપે જીવનની નવી નવી દિશાઓ ખુલી છે, નવા અભિલાષો જાગ્યા છે, નવા કોયડા ઉપસ્થિત થયા છે; બલકે રાજકારણ અને અર્થકારણ પણ દાંપત્ય ઉપર સીધી અસર નીપજાવે છે. એટલે સુખી દાંપત્યની વ્યાખ્યા ભલે એક જ હોય પણ તેનાં સાધનો અને અપેક્ષાઓ વધી ગયાં છે. એક કાળે આર્યાવર્તમાં વસતિની વૃદ્ધિને ધર્મરૂપ માનવામાં આવતી હતી, તે માટે એક પુરૂષ ધર્મને જાળવી રાખીને અનેક સ્ત્રીઓ પરણી શકતો, એક જ પુરૂષ અનેક સ્ત્રીઓમાં બીજ વાવીને સંતાનોનો મોટો પાક ઉતારતો; આજે જુદી જ વસ્તુસ્થિતિ છે. રાજકારણે અને અર્થકારણે આજે એવી સ્થિતિ ઉત્પન્ન કરી છે કે સંતતિનિયમન પણ કેટલાંકને કરવું પડે! જે કામશાસ્ત્ર એક વાર સંતાનવૃદ્ધિ માટે ઉપયોગી હતું તેથી જુદું જ કામશાસ્ત્ર આજે જોઇએ, એમ શું આ પરિવર્તિત પરિસ્થિતિ કહી રહી નથી?

સંતતિની વૃદ્ધિ અને સંતતિનું નિયમન એ બેઉ માનવજીવનને સ્પર્શતાં હોવા છતાં અને એ કારણે દંપતીના આરોગ્ય સાથે નિકટનો સંબંધ ધરાવતાં હોવા છતાં તે દેશના પણ પ્રશ્નો બની ગયા છે. દેશનું રાજકારણ અને અર્થકારણ કહે છે કે પેટપુરતું અન્ન ઉપલબ્ધ ન થતું હોય, ત્યાં સંતાનવૃદ્ધિનો પ્રાચીન આર્ય આદર્શ ભૂલી જાઓ, નહિ તો આજનું આર્યાવર્ત ભિખારીઓનો દેશ થઇ જશે! આ પરાધીન દેશનું હીન થતું જતું આરોગ્ય કહી રહ્યું છે કે સંતતિ-

 

નિયમન કરો, નહિ તો અકાળે થતાં મૃત્યુમાં સ્ત્રીઓનાં મૃત્યુ બહુ મોટો વધારો કરવા લાગશે. ભવિષ્યનો સ્વાધીન આર્યાવર્ત કદાચ ફ્રાન્સ, ઇટાલી અને જર્મની જેવા દેશોની પેઠે વધુ સંતાનોની માંગણી કરશે, પરન્તુ અત્યારે તો સંતતિનિયમનનો વાયુ જ ચોમેરથી ફુંકાય છે, અને તેનાં કારણો પણ છે.

પરન્તુ એક વાત નક્કી છે કે માનવી પોતે પોતાની જાતીય પ્રેરણાના સંતોષને ઇચ્છે છે, અને દાંપત્યને એ સંતોષ માટે જેટલે અંશે સાધનભૂત બનાવી શકાય તેટલે અંશે તેનો ઉપયોગ કરવા માગે છે. દેશમાં દુકાળ હશે અને ખાવાનાં સાંસાં હશે, તો પણ માનવીનો જાતીય આવેગ સમજણો સમજશે નહિ અને એ આવેગને સંતોષ્યા વિના તે રહેશે નહિ. એટલે આધુનિક દાંપત્યને સુખી કરવાને દેશ–સમાજની પરિસ્થિતિ ઉપરાંત નિઃસર્ગે તેનામાં રોપેલા પ્રેરણાબીજનો પણ વિચાર કર્યા વિના સુખી દાંપત્ય નીપજાવી શકાય તેમ નથી.

'**નવદંપતીને...**'માં એ બેઉ દૃષ્ટિ સમાવેલી જોઈ શકાય છે. નૈસર્ગિક જાતીય આવેગને સંતોષવો, છતાં તેમાં પશુતાને સ્થાન ન હોય; લગ્નજીવનમાં બ્રહ્મચર્ય અને સંયમ રાખવાં, છતાં તેમાં વાનપ્રસ્થ ઋષિ–મુનિઓનો સંસારત્યાગ ન હોય; સ્ત્રી સાથે રહી ગૃહસ્થજીવન ચલાવવું, છતાં તેમાં વિલાસવૃત્તિને અગ્રપદ નહોય; સંતાનોત્પત્તિ કરવી, છતાં અર્થ, આરોગ્ય અને ઉલ્લાસ તળિયાઝાટક થઈ જાય તેટલાં સંતાનો ન જોઈએ, એવી બેઉ દૃષ્ટિપૂર્વક આ પુસ્તકના બેઉ ખંડમાંના પત્રો લખાયા છે. પહેલા ખંડમાં દેશ, સમાજ, આરોગ્ય અને અર્થદૃષ્ટિ પ્રધાન રાખીને મોટે ભાગે સંતતિનિયમન અને લગ્નપ્રેમને જુદાં જુદાં પાર્શ્વબિંદુઓથી ચર્ચ્યાં છે; બીજા ખંડમાં પતિ–પત્નીના જાતિયજીવનની સમતા અને સમનુકૂલ સહજીવનની મોટે ભાગે ચર્ચા કરી છે. બેઉ ખંડમાં કેટલુંક જૂદાપણું પણ છે:

એઉમાંના પત્રોમાં વિચારો અને વિષયોની સતત ધારા નથી, પણ
વિષયોનું પ્રાચુર્ય છે; પરન્તુ એટલું તો જોઇ શકાય છે કે દાંપત્યના–
પરિશિષ્ટમાં જણાવ્યા મુજબ મધ્યમ વર્ગનાં અને મધ્યમ કોટિનાં
પતિ–પત્નીના પરિણીત જીવનના–સઘળા મહત્ત્વના પ્રશ્નો તેમાં
આવે છે અને એ પ્રશ્નો દ્વારા બધી બાબતોમાં જરૂરી સૂચનો
નવદંપતીઓને મળી જાય છે.

પ્રથમ ખંડમાં મોટો ભાઇ નાની બ્હેનને પત્રો લખીને લગ્નજીવ-
નની સૂચનાઓ કરે છે, બીજા ખંડમાં મોટી ભાભી નાના દિયરને
એવી સૂચનાઓ કરે છે, તેથી પત્રોમાં રસિકતા ઉમેરાઇ છે. તે સાથે
એ પણ સૂચન થઇ જાય છે કે નવદંપતીઓને પોતાનાં જ આપ્ત-
જનો સુયોગ્ય ભાષામાં દાંપત્યનું જરૂરી શિક્ષણ આપે તે યોગ્ય જ
છે: ખોટી લજ્જા, સંકોચ કે ભય રાખવાથી લાભને બદલે હાનિ
થાય છે. કૂતરાં–બિલાડાંને જે શિક્ષણની જરૂર નથી તે જરૂર મનુ-
ષ્યને શા માટે હોવી જોઇએ, એ પ્રશ્નનો જવાબ તો આ પત્રોમાંથી
મળી રહે છે. મનુષ્ય પશુ નથી, તેથી તો મનુષ્ય દાંપત્યને સુખી
જીવનની કલા બનાવવા માંગે છે, અને યુગે યુગે તે એ કલામાં
આગળ વધી રહ્યો છે. એટલે સુખી દાંપત્ય માટે તેણે માનવના તન
તથા મનના મર્મો જાણવા જોઇએ અને એ મર્મોના જ્ઞાન પછી જ
તેણે સમનુકૂલતા શોધી કાઢી જીવન વહેવું જોઇએ.

આ પુસ્તક સુખી દાંપત્ય માટેના બધા વિષયોની સંપૂર્ણ સમજ
આપવાનો દાવો કરી શકે તેમ નથી, પરન્તુ તેના લેખક અનેક
તન–મનનાં દર્દીઓના સમાગમમાં આવ્યા છે, તેમણે તેમના ઉપ-
ચારો કર્યા છે તથા સલાહો પણ આપી છે. અને એ અનુભવને
તેમણે આ પત્રોમાં વણી લીધો હોય એમ લાગે છે. જાતીય વિષયોને
છલકાતા આકર્ષણવાળી ભાષામાં ચર્ચનારાં કેટલાંક પુસ્તકો ગુજરાતી

ભાષામાં બહાર પડ્યાં છે. એ નાજૂક વિષયના વાચનથી વાચકોના મનમાં ગલી–પચી થાય એવા હેતુપૂર્વક અનેરી જ ભાષામાં અને અનેરી જ પદ્ધતિએ લખાયલાં પણ કેટલાંક પુસ્તકો છે. તેઓનો હેતુ એ વિષયનું જ્ઞાન આપવા કરતાં ગંદી રસિકતા ઉપજાવવાનો વિશેષ હોય છે. એક પુસ્તકનું બાહ્ય ધ્યેય ભલે નૈતિક દેખાતું હોય, પણ તેનું અંદરનું ધ્યેય તેની ભાષા અને વસ્તુચર્ચા ઉપરથી છૂપું રહી શકતું નથી. આ પુસ્તક જરૂરી બધી બાબતો વિષેની ચર્ચા કરતું હોવા છતાં ભાષા અને સમજૂતીની મર્યાદાપૂર્વક લખાયલું છે અને બિનજરૂરી કુતૂહલ ઉપજાવવાનો પ્રયત્ન કરવામાં આવેલો નથી.

પ્રથમ ખંડ અને બીજા ખંડમાંના પત્રો વચ્ચે પ્રતિપાદનશૈલીનું અંતર જણાઈ આવે છે. તેનું કારણ કદાચ એ પણ હોય કે એક પત્રલેખકના માનસનું સામાજિક ક્રાન્તિકારી સ્વરૂપ આલેખવાનો અને બીજું પત્રલેખિકાના માનસનું સામાજિક સુધારક સ્વરૂપ આલેખવાનો લેખકનો હેતુ હોય. સામાજિક ક્રાન્તિની દિશામાં આજનો યુવક જેટલો ઝડપી છે તેટલી આજની યુવતી ઝડપી નથી. છતાં એ બેઉના માનસનાં પ્રતીક સમાં તો પત્નીના ' મોટા ભાઈ ' અને પતિની ' મોટી ભાભી ' નથી લાગતાં. બેઉ સમાન કક્ષાનાં હોત તો વધારે ઠીક હતું, અથવા તો સામાજિક ક્રાન્તિની દૃષ્ટિએ દાંપત્ય અને સામાજિક સુધારક દૃષ્ટિએ દાંપત્ય એમ બેઉ દૃષ્ટિથી બે જૂદાં જૂદાં પુસ્તકો જ લખાયાં હોત તો તે વધારે બંધ બેસતું થાત. બેઉ દૃષ્ટિનો સમન્વય કરવાનો યત્ન માત્ર આ પુસ્તકમાં જોઈ શકાય છે.

એકંદરે તો નવદંપતીઓના હાથમાં વિના સંકોચે મૂકવા જેવું આ પુસ્તક થયું છે.

અમદાવાદ
તાઃ ૨૩ : ૭ : ૧૯૩૯

ચુનીલાલ વર્ધમાન શાહ.

# વિષયાનુક્રમ

## ખંડ ૧ લો



## ખંડ ૨ જો

# નવ દંપતીને.......



પત્ર પહેલો

## આમુખ

ચી. નાની બ્હેન,

આજે પૂજ્ય પિતાજીના પત્ર ઉપરથી મેં જાણ્યું કે તારાં લગ્ન થવાનાં છે. ખરેખર કહું ? એ વાંચતાં પહેલાં તો મને આઘાત થયો. ત્યારે તો હવે તું લગ્ન કરવા જેટલી મોટીયે થઇ ગઇને શું ? કાળ કેટલો ઝડપથી વહે છે, એનું આટલું સચોટ ભાન આ પહેલાં મને નહોતું થયું.

મને યાદ આવે છે એ દિવસો, જ્યારે તું હજી કાલું કાલું બોલતી ને તને કાલું કાલું બોલાવીને, તારી વાણીની મીઠી વિચિત્રતા ઉપર અમે મમત્વભર્યા આનંદથી પેટ ભરીને હસતા. કોણ જાણે કેમ, પણ તારૂં સવિતા નામ જ અમારે હોઠે ચડયું નહિ. મને તો એ નામ કોઇ ઘરડાં ડોસીને લાયકનું લાગતું; જ્યારે તું તો હતી હસતી રમતી, ફૂલ જેવી નાની છોકરી ! બાએ 'ઘરનું હુલામણું તે બહારનું બોલામણું' નો સિદ્ધાન્ત અમારે ગળે ઉતારવાનો શરૂ શરૂમાં કરેલો પ્રયાસ મને હજીયે યાદ આવે છે. પરંતુ સવિતા નામ કોઇને હોઠે ન જ ચડયું

અને તું 'નાની' ને 'નાની' જ રહી. પણ ત્યારથી મારા ચિત્તમાં એક વાત ઘર કરી ગઇ. માતા સદા પુત્રોને મોટી જ કલ્પે છે, ભાઇ સદા બહેનને નાની જ કલ્પે છે.

ચાલો! એ બધીયે વાત હવે અત્યારે યાદ શાને કરવી? વર્ષો વહી ગયાં બહેન, ને આજે પૂજ્ય પિતાજી લખે છે તેમ તારાં લગ્ન લેવાઇ ગયાં. તારાં લગ્ન લેવાઇ ગયાં એ નક્કર હકીકતને નજરમાં રાખીને જ્યારે હું પાછલો વિચાર કરૂં છું ત્યારે મને હવે બરાબર યાદ આવે છે કે તને તો અઢારમું વર્ષ બેસશે. વળી તેં ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસ પણ કરી લીધો છે.

તારાં લગ્ન રજનીકાંત સાથે થવાનાં છે એ જાણીને મને એક રીતે સંતોષ અને આનંદ થાય છે, વળી મારા મનને એક પ્રકારની રાહત પણ મળે છે. રજનીકાન્ત મારો મિત્ર છે. અમે બેય લંગો-ટીયા ભાઇબંધ-ભેગા રમ્યા છીએ ને ભેગા જમ્યા છીએ. ભેગા ભણ્યા છીએ ને ભેગા ખેલ્યા છીએ. પિતાજીએ ને બાએ તારે માટે ઠેકાણું તો સારૂં શોધ્યું છે. તારૂં ભવિષ્ય મને ઉજળું દેખાય છે. સુખી થજે ને સહુને સુખી કરજે, બહેન! જેવાં તેં અમને ઠાર્યાં છે, એવી જ તું ઠરજે, બહેન!

તને લગ્નભેટ મારે દેવી જોઇએ. શું દઉં? કોઇ મજાની સાડી? કોઇ મજાનું પોલકું? કોઇ ફેન્સી ચંપલ? કે સુગંધી તેલ? કિંવા નવી ફેશનનો દાગીનો ....ઘણો વિચાર કરૂં છું તોય મને લાગે છે કે આવી કોઇ ચીજ તને હું દઇ શકું ખરો? પણ દઇને કૃતકૃત્ય તો ન જ થઇ શકું એમ મારો અંતરાત્મા મને કહે છે. હા, તારો ભાઇ હોવાનો હું દેખાવ કરી શકું, ક્ષણભર તુંયે ભોળવાઇ જાય એવો દેખાવ પણ થાય. પરંતુ એટલાથી મારો ભાઇ તરીકેનો ધર્મ પૂરો થતો નથી એમ હું માનું છું. ખૂબ વિચાર કરતાં મને લાગે છે કે હું તને પત્રોની જ ભેટ કરૂં. રોજ થોડો થોડો સમય કાઢીને તને એક એક

પત્ર લખવો અને તારા લગ્નની તિથિ પહેલાં મારે તને જે કાંઈ કહેવા સમજાવવાનું છે એ કહી-સમજાવી દેવું.

મેં ઉપર લખ્યું તેમ માતા સદાકાળ પુત્રીને મોટી જ માને છે, અને ભાઈઓ સદાકાળ બહેનને નાની જ માને છે. પરિણામે તું મોટી પણ ન હો ને નાની પણ ન હો, એવા સમયના જીવનના પ્રશ્નો, એવા સમયના જીવનના આચાર-વિચારો વિષે તને બાએ કાંઈ કહ્યું નહિ જ હોય, અને મેં તો આજદિન તક તને કશું કહ્યું જ નથી.

મને હવે લાગે છે કે એ મારે તને કહેવું જોઈએ છે. અને મારા પત્રોમાં એ વિષયમાં હું એક પછી એક વાત તને કહેવા માગું છું. તું એ ધ્યાનથી વાંચજે, વાંચીને વિચારજે. એમ કરવાથી તને એક મહત્ત્વનું સત્ય સમજાશે. આજકાલ નજરે ચડતી અનેક વિષમતાઓ, કરૂણતાઓ, ગેરસમજૂતો, પતિપત્ની વચ્ચેના ખટરાગો-વગેરે સામાજીક શમસ્યાઓ કાંઈ નિવારી ન શકાય એવી નથી. એ કાંઈ છઠ્ઠીના લેખમાં લખાયેલી અફર નથી. એ શમસ્યાઓ નિવારી શકાય એવી છે, તેનો પાર પામી શકાય એવી છે.

તને મારા પત્રોમાંથી બીજું કાંઈ નહિ તો એક વાત તો જરૂર સમજાશે કે આજકાલ નજરે પડતી અનેકાનેક વિકૃતિઓ એવા પ્રકારના અજ્ઞાનમાંથી જન્મ પામે છે કે જેનું નિવારણ જ્ઞાનથી નથી થતું પણ અનુભવથી થાય છે. જ્યાં પોતાનો અનુભવ ન હોય ત્યાં માહિતી પણ ચાલી શકે છે.

અને એવી મહિતી તને મળે તો તારૂં કલ્યાણ થશે એવી મંગળ ભાવનાથી પ્રેરાઈને મેં તને પત્રો લખવાનું નક્કી કર્યું છે. એ જ, સર્વ કુશળ.

**તારા મોટાભાઈ અવિનાશના**
આશીર્વાદ.

卐

# ભૂમિકા

ચી. નાની બ્હેન,

મારા પત્રનું મથાળું જોઇને તું ચમકે તો નવાઇ નથી. પરંતુ તારે તેમાં ચમકવાની જરૂર નથી. મોટો ભાઇ નાની બ્હેનને ન કહી શકે એવી કોઇ વાત તને હું નથી લખવાનો. હું જે તને ન લખી શકું એવી વાતો તને ભવિષ્યમાં કદાચ કષ્ટદાયક નીવડે તો પણ એ તારે સ્વાનુભવે અને હૈયાઉકલતે જ જાણવાની રહે એને હું ઇષ્ટ માનું છું.

સંતતિનિયમન એટલે શું ? ઉમરલાયક કન્યા અને ઉમરલાયક વર એ બન્નેનાં લગ્ન થાય ત્યારે એ લગ્નમાંથી સંતતિ તો થવાની જ. આ ઉઘાડી વાત ઉપર શરમાવાની નથી તારે જરૂર કે નથી મારે જરૂર. કુદરતનો એ અવિચળ કાનૂન છે અને એ ટાળ્યો ટળતો પણ નથી.

સંતતિ થાય એ નક્કર. હકીકત છે. તો પછી એ કેવી રીતે થાય કે થવી જોઇએ એ સમજવું એ પણ કુદરતની વિરૂદ્ધ ન માનવું જોઇએ. કેવળ અકસ્માતોની પરંપરા હોય એમ બાળકો થયે જ જાય, ગજું ન હોય તોયે બાળકો થતાં જાય, શારીરિક કે આર્થિક મુશ્કેલીઓ છતાં બાળકો થતાં જાય, એમ છતાં શરમને નામે પતિ કે પત્નીને કાંઇ ન કહી શકાય એ શરમ તો કાનને તોડે એવા સોના જેવી છે. એ એકે રીતે પતિ કે પત્નીના આપઘાતને ઉત્તેજવા જેવી છે, સામાજીક આપઘાતને પોષવા જેવી છે.

આપઘાત! તારા લગ્નની તૈયારીઓ આજે તારી આસપાસ ગાજતી—ગુંજતી હશે ત્યાં તને આ 'આપઘાત' શબ્દ ખરેખર ખૂંચશે. ઉર્મિ-

એની પાંખે તું આશા–અભિલાષાના ડુંગર ઉપર ઉંચે ઉંચે ચડી હશે, ત્યાં તને આ શબ્દ નીચે ખીણમાં ધકેલતો દેખાશે. પણ મેં એ શબ્દ વિચાર્યા સિવાય નથી લખ્યો, બહેન !

આપણે છેલ્લાં બે વર્ષથી છૂટાં પડયાં છીએ એ દરમ્યાન તેં તારા વાચનનો શોખ તો નહિ જ ગુમાવ્યો હોય. અને જો એ શોખ તેં નહિ ગુમાવ્યો હોય તો 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એ વાક્ય તેં અનેક સ્થળે, અનેક રીતે અને અનેક વખત વાંચ્યું હશે. પરંતુ જો આપણે આપણી આસપાસની સાચી સ્થિતિ ઉપર નજર નાંખીએ છીએ તો મને તો એમ લાગે છે કે 'પરણવું એટલે આપઘાતમાં પગલાં માંડવાં' એ વાક્ય આજની આપણી સામાજીક સ્થિતિને વધારે બંધબેસતું છે.

તેં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે, પણ મને લાગે છે કે તેં આપણા દેશના વસતિપત્રકનો છેલ્લો સરકારી અહેવાલ નહિ વાંચ્યો હોય ! ઇ. સ. ૧૯૩૧ માં વસતિપત્રક લેવાયેલું હતું, અને એનો અહેવાલ ઇ. સ. ૧૯૩૩ માં પ્રગટ થયો.

મને લાગે છે કે ગુજરાતી ઉંચા ધોરણમાં વસતિપત્રકના અહેવાલ ઉપરથી તારવણીના પાઠો અને તારવણીના બોધપાઠો બતાવતા થોડા સમાજશાસ્ત્રીય પાઠો દાખલ કરવા જોઇએ છે. આપણાં અખબારો પણ તાત્કાલિક રાજકીય સવાલોમાં એટલાં તો ગરકાવ રહે છે કે એમને ગળાંડૂબ રાજકીય ચર્ચામાંથી સમાજશાસ્ત્રીય ચર્ચા ઉપર આવવાનો અવકાશ જ દેખાતો નથી.

આ અખબારો જોતાં મને તો એમ લાગે છે કે રાષ્ટ્રવાદ પ્રજાની સર્વસામાન્ય સુખાકારીના કલેવર ઉપર થયેલા પાકેલ ગૂમડા જેવો છે. જ્યાં સુધી એ ગૂમડું મટે નહિ ત્યાં સુધી એ ગૂમડા ઉપરથી બીજે ક્યાંય ધ્યાન જ જાય નહિ.

જો એમ ન હોય તો ઇ. સ. ૧૯૩૧ના વસતિપત્રકનો અહેવાલ જે ગંભીર બાબતો કહે છે એ બાબતો પ્રત્યે કોઇ પણ જીવતી રહેવા ઇચ્છનાર પ્રજા કે જીવવાની અભિલાષા રાખતો સમાજ ધ્યાન આપ્યા સિવાય કેમ રહી શકે ?

આપણે હિન્દના બીજા પ્રાંતોની વાત મુકી દઇએ. બીજા પ્રાંતમાં પરિસ્થિતિ ઓછી વિષમ છે એટલા માટે નહિ, પરિસ્થિતિ તો બધે જ આપણા જેવી છે, પણ આપણે આપણા ગુજરાતની વાત ઝટ સમજી શકીએ તેમ છીએ.

હું આ સ્થળે સરળતાને નજરમાં રાખીને વસતિપત્રકના પુરેપૂરા આંકડાઓ વિગતે રજૂ કરવા તથા આપવાને બદલે નજીકમાં નજીકના, સહેલાઇથી લખી વાંચી શકાય એવા આંકડા આપીશ. તને જો વધારે વિગતે જાણવાની ઇચ્છા હોય તો વસતિપત્રકના અહેવાલના ભાગો ૮–૯–૧૦ તું જોઇ જજે.

ગુજરાતની વસતિ ગયાં દશ વર્ષમાં ૧૩ ટકા વધી છે. આજે એ સાડાત્રણ કરોડની છે. છેલ્લાં પચાસ વર્ષમાં એ પાંત્રીસ ટકા વધી છે.

પરંતુ વસતિના આ વધારાની ભીતરમાં કેટલીક અર્થસૂચક ઘટના છુપાઇ રહી છે.

પહેલાં તો ઇ. સ. ૧૯૦૧ની સાલમાં દર હજાર પુરૂષે ૯૪૪ સ્ત્રીઓ હતી. આજે એ પ્રમાણ ઘટીને દર હજાર પુરૂષે ૯૦૦ સ્ત્રીઓનું આવ્યું છે.

આ દશ વર્ષમાં ૨૧ લાખ ૫૪ હજાર બાળકો જન્મ્યાં. તેમાંથી ૮ લાખ ૫૦ હજાર તો મરી ગયાં.

૧૫ થી ૪૦ વર્ષની વચ્ચેની ઉમરની સ્ત્રીઓના મરણપ્રમાણમાં ઇ. સ. ૧૯૨૧ કરતાં દશ વર્ષમાં ૩ ટકાનો વધારો દેખાયો છે. ‘જો કે’ એ વસતિપત્રકના અહેવાલના શબ્દોમાં કહીએ તો ‘આ દશ

વર્ષમાં ગુજરાતમાં કોઇ ખાસ ઉડતા કે ચેપી રોગો કિંવા દુષ્કાળો કે એવી અકસ્માતી આપત્તિએ દેખાવ નહોતો દીધો.'

ગુજરાતનું જન્મ–મરણપ્રમાણ બન્ને વધતું જાય છે. ઇ. સ. ૧૯૦૧ માં જન્મપ્રમાણ ૨૯ ટકા હતું તે ૩૮ ટકાનું થયું. ઇ. સ. ૧૯૧૧માં મરણપ્રમાણ ૨૩ ટકા હતું તે વધીને ત્રીશ ટકાનું થયું.

ગુજરાતમાં એક સ્ત્રીનું સરેરાશ લગ્નવય બાર વર્ષનું છે. એની સરેરાશ આવરદા ૨૩ વર્ષની છે. અર્થાત્ બારમે વર્ષે પરણે અને તેવીશમે વર્ષે મરણ પામે! એ અગીયાર વર્ષ દરમ્યાન એને પાંચ બાળકો થાય છે. તેમાંથી સરેરાશ એક મરી જાય છે. ચાર બાળકોની માતા બની એ ૨૩ વર્ષે તો અવસાન પામે છે. સમજી કે બહેન?

આ અરસામાં સિત્તેર હજાર માણસ કાયમી પરદેશ વસવાટ કરતા હતા અને દશ હજાર વધારે માણસો પરદેશ કમાવાને ગયા.

આજ ગાળામાં ૧૨ ચોરસ માઇલે ઇ. સ. ૧૯૧૧નું વસતિ-પ્રમાણ ૨૮૩નું હતું તે વધીને ઇ. સ, ૧૯૩૧માં ૩૧૮નું થયું.

આવા આંકડાઓ તો ઘણા તારવી શકાય એમ છે. પણ આપણી સમજણ માટે આટલા પૂરતા છે.

આ આંકડા બતાવે છે કે ગુજરાતની નારીવસતિમાં ઉત્તરોત્તર ઘટાડો થતો ગયો છે અને હવે વધારે વેગથી થઇ રહ્યો છે.

ગુજરાતમાં સ્ત્રીઓનું મરણપ્રમાણ ખૂબ વધી ગયું છે, ખાસ કરીને પ્રસુતિજન્ય દરદોનું મરણપ્રમાણ વધી ગયું છે.

આ જ અરસામાં કમાણીનાં સાધનો વધારે ને વધારે સંકુચિત થઇ, ખેતી ઉપરનું ભારણ વધ્યું છે. ખેતીની જમીનના વધારે નાના ભાગલા પડતા ગયા છે.

આ આર્થિક સંકડામણને કારણે ગુજરાતનાં માણસોને વધારે ને વધારે સંખ્યામાં ગુજરાત બહારથી રોટલો રળવાને માટે જવું પડે છે.

અને આ બધા આંકડા ઉપર મહોર મારતું હોય એમ વસતિ-પત્રકના એક એક પ્રકરણને છેડે એક વાક્ય આવે છે : 'અલબત્ત નીચલા મધ્યમ વર્ગની સ્થિતિ વધારે ખરાબ બની છે. (Of course the condition of the lower middle class deteriorated)'

એટલે કે ઉપલા આંકડા તો સરેરાશ આખી વસતિના છે. પણ એ આંકડાઓ જે ભયંકર અવદશા બતાવે છે, એથીયે વધારે ભયંકર અવદશા નીચલા મધ્યમ વર્ગની છે.

અને આપણે નીચલા મધ્યમ વર્ગના છીએ.

આ આંકડાઓ તારે યાદ રાખવાની જરૂર નથી. પણ એમાંથી ફલિત થતી પરિસ્થિતિ તું લક્ષમાં રાખજે.

એ પરિસ્થિતિનો સાર આ પ્રમાણે કાઢી શકાય: કમાણીનાં સાધનો ટાંચાં થતાં જાય છે ત્યારે બીજી બાજુ એના ઉપરનો બોજો વધતો જાય છે. આપણા સમાજનું નારીશરીર ઘસાતું જાય છે અને અગીયાર બાળકોને જે સમાજ જન્મ આપે છે તેમાંથી આઠ બાળકો તો મરી જાય છે. આપણા સમાજમાં પુરૂષ અને સ્ત્રીનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું જાય છે, અને પરણેલી સ્ત્રીઓનું મરણપ્રમાણ વધતું જાય છે.

બીજા કોઇ વર્ષ કરતાં ૧૯૩૧નું વસતિપત્રક વધારે સૂચક છે. કેમકે એ વસતિપત્રક આપત્તિકાળ વગરના ગાળાનું વસતિપત્રક છે.

અને કશીયે આસ્માની આપત્તિ જે ગાળામાં નહોતી એ ગાળામાં આપણો સમાજ આવી હાલત ભોગવતો હતો.

તારા મોટાભાઇ અવિનાશના

આશીર્વાદ

卐

પત્ર ત્રીજો

# સંતતિનિયમન

ચી. નાની બહેન,

મારા ગયા પત્રની પૂરવણીમાં તને આંકડાઓથી થકવી નાંખવા માંગતો હોઉં તો તને હજીયે સર વિશ્વેશ્વરૈય્યાના 'Planned Economy' નામના મશહૂર બનેલા ગ્રંથમાંથી વધારે હવાલો આપું.

દાખલા તરીકે જેટલાં બાળકો જન્મે છે અને જન્મીને મરી જાય છે તેની પાછળના કશા જ વળતર વગરના ખર્ચનો વિચાર કર્યો છે? સર વિશ્વેશ્વરૈયા આ આંકડો અલબત્ત સારાયે હિંદ માટે ઓછામાં ઓછો લગભગ એક કરોડ જેટલો આંકે છે.

સર વિશ્વરૈયા કહે છે કે: 'હિંદમાં એકંદરે ૨૩ ટકા વસતિ કામ કરે છે ને ૭૭ ટકા જેટલાં તો એ ૨૩ ટકા ઉપર જ ઉપજીવન કરે છે.'

પણ આમ આંકડાઓ આપીને હું તને થકવી નાંખવા માગતો નથી. કેમકે હું સમજું છું કે આવી રીતે આંકડા વાંચવાથી તું થાકી જાય તો પછી આગળ વાંચે નહિ.

પરંતુ આ બધા ઉપરથી એક વાત નક્કી કહી શકાય કે સંતતિનિયમન માટે આ બધી આંકડાની વાણી આપણને આદેશ આપે છે.

આટલી ચર્ચા તેં ધ્યાનથી વાંચી હશે તો પછી તને સમજાશે કે આપણે માટે સંતતિનિયમન એક કરતાં અનેક રીતે ઉપયોગી છે:

૧. સંતતિનિયમન દ્વારા સ્ત્રીના શરીરના ઘસારાને અટકાવી શકાય.

૨. સંતતિનિયમન દ્વારા આર્થિક ભાર હળવો કરી શકાય.

૩. સંતતિનિયમન દ્વારા જન્મેલાં બાળકોને જીવતાં રહેવાની અને કેળવણીની વધારે સારી તકો આપી શકાય.

આમ પતિ, પત્ની ને બાળકો તમામના હિતની વાત છે કે સંતતિનિયમનનો પતિ-પત્નીએ આશરો લેવો જ જોઇએ.

સંતતિનિયમન એટલે શું એની સૌથી પહેલાં આ સ્થળે આપણે ચોખવટ કરીએ. સંતતિનિયમન એટલે બાળકો સદંતર ન જ થાય એમ નહિ. સંતતિનિયમન એટલે જે બાળક જન્મ્યું છે તેને ઉછરી જવાની પૂરી તક મળે, પત્નીનું શરીર સંપૂર્ણ સલામતી ને તંદુરસ્તીથી નવા બાળકનો બોજ વહી શકે, પતિની આમદાની ઉપર બિમારીનો કે પ્રસૂતિના ખર્ચનો ઓછામાં ઓછો ભાર પડે, એવી રીતનો જન્મેલા ને જન્મનારા બાળક વચ્ચેનો ગાળો નિયમિત કરવો તે; જેને આપણો નારીવર્ગ 'ઉવેલ' કહે છે તે. બાળકનો જન્મ અણધાર્યા શારીરિક અકસ્માત કે વણનોતરી આર્થિક આપત્તિ તરીકે નહિ, પરંતુ પતિ-પત્નીનાં સશક્ત ને તંદુરસ્ત શરીરોમાંથી પેદા થતા કુદરતના કાનૂનના પરિપાક તરીકે થવો જોઇએ.

બહેન! કેટલીક વાર કવિઓના શબ્દો ભયંકર અર્થ કરી બેસે છે. આપણી સામાજીક અવ્યવસ્થા કે આપણા સામાજીક અંધેર ઉપર એ શબ્દો ઉર્મીલ એવું સુંદર આચ્છાદન કરે છે કે આપણે એ શબ્દોથી કેટલીક વાર ભોળવાઇ જઇએ છીએ. 'પરણવું એ પ્રભુતામાં પગલાં માંડવાં' જેવું જ અર્ધ સત્ય ભરેલું બીજું વાકય પણ લગભગ કહેવત સમું આપણે ત્યાં પ્રચલિત છે: 'બાળકો પ્રભુના પયગંબરો છે.'

બાળકો પ્રભુના પયગંબરો હશે. પણ એ નાના ને મૂગા પયગંબરો પોતાની સાથે બાપની કમાણી કે માતાની તંદુરસ્તીની કોઇ બાંહેધરી નથી લાવતા.

એવી બાંહેધરી આપણે આપણી મેળે સમજીને ઉભી કરવી તેનું નામ જ સંતતિનિયમન.

અલબત્ત, સદંતર બાળકો જ ન થાય એવો પણ કેટલાક વિચાર સેવનારા છે, નથી એમ નથી, એને તો 'સંતતિનિગ્રહ'ના નામથી આપણે સંબોધીએ. આપણે એકાદ પત્રમાં એ વિષે ચર્ચા કરીશું.

આ રીતે જોઇએ તો સંતતિનિયમન એ નીચલા મધ્યમ વર્ગનો પ્રશ્ન છે. કેમ કે પિતા ઉપર બાળકોનો વધારેમાં વધારે આર્થિક બીજો એ વર્ગમાં પડે છે. બાળકોને નાનપણમાં કપડાંલત્તાંમાં સ્વચ્છ રાખવાની, મોટાં થયે તાલીમ આપવાની, ઉમરલાયક થયે પરણાવવાની ને પરણેલો છોકરો કમાતો ન હોય તો છોકરાની વહુને પણ પોષવાની એ વર્ગમાં વધારે ભીંસ પડે છે.

એ વર્ગમાં સ્ત્રીના શરીર ઉપર પણ વધારેમાં વધારે ઘસારો રહે છે. કારણ કે બાહ્યાચારનાં કેટલાંક જરૂરી લાગતાં ખર્ચોને પહોંચી વળવાને માટે ઘરમાં સ્ત્રી સખ્ત મજૂરી કરતી હોય છે. વૈદકીય સારવારની, ઘરકામમાં રાહતની એ વર્ગમાં ઓછી સગવડ હોય છે.

નીચલા મધ્યમ વર્ગની માગણી સદા મોટી હોય છે, એનું મળતર ઓછું હોય છે.

બસ. આ પત્રમાં આટલું જ. વિશેષ આવતા પત્રમાં.

**તારા મોટાભાઇ અવિનાશના**

આશીર્વાદ

ત્ર ચોથે.

# કેટલાક પૂર્વગ્રહો

**l. નાની બહેન,**

તારા કાનમાં માંડવાના ગીતોના પુરોગામી પડઘા
જતા હશે, ત્યાં તને મારા પત્રો નકામા કે માથાકૂટ કરાવનારા
ગતા તો હશે; પણ અઢાર અઢાર વર્ષ સુધી તને 'નાની' ને
નનકડી' માનનાર બાપ્પને આજે તારા માથામાં દશ બાર પંદર
ર્નો નહિ, પરંતુ હજારો વર્ષનો જ્ઞાનસંભાર ભરી દેવાની તાલા-
ી લાગી છે. મારે હાથે તું લાડ પામી છે, કપડાં પામી છે, ફેશનનાં
નેક નાનાવિધ સાધનો પામી છે, નાટકચેટક જોવા પામી છે, અને
ે જો અનુભવ ન પામે તો તને ભવિષ્યમાં એમ લાગે કે જે માતા
તા અને સ્વજનોએ તને દીકરી કરીને લડાવી હતી એમણે તને
જે ઘેર 'વહુ' બનવા માટે મોકલીને મારી છે! 'માતા પિતાને
જકો દુલ્હન બના કે મારા' એ પુરાણા નાટકી ગાયનમાં પહેલી
ઽરે દેખાય છે એના કરતાં ઘણું વધારે સત્ય છે એ તારે
મજવું જોઇએ.

સંતાનોત્પત્તિ અને સંતતિનિયમનની પ્રમાણભૂત માહિતી સામે
ાપણા સમાજમાં ઘણા પૂર્વગ્રહો છે. સંતતિનિયમનના આચાર-
ચારની આપણે ચર્ચા કરીએ તે પહેલાં આ પૂર્વગ્રહોનું રહસ્ય
મજાય એ માટે સંતતિનિયમનના સવાલની ભૂમિકાને આપણે બીજા
ણામાંથી જોઇએ. એક ખૂણામાંથી આપણે આ સવાલને જોયો અને
ંતતિનિયમનને જરૂરી માન્યું. હવે બીજા ખૂણામાંથી જોઇએ કે
ાંથી સંતતિનિયમનનો સવાલ કેવા સ્વરૂપમાં દેખાય છે.

આપણે સૌથી પહેલાં આપણી વર્તમાન લગ્નપ્રથા જોઇએ. આપણે
ાનીએ છીએ એટલી આપણી અત્યારની પદ્ધતિ અખંડનીય નથી.

લગ્ન–એટલે કે યુવક અને યુવતિનું ગાર્હસ્થ્ય–યુવક અને યુવતીનું યુગલ–એ તો અતિ પ્રાચીન છે.

અલબત્ત, એક કાળ એવો હતો ખરો, બહેન! કે સ્ત્રી અને પુરૂષને સહવાસ કરવા માટે સવિધિપુરઃસરનાં લગ્ન કરવાની જરૂર નહોતી. આજે આપણને આ વાત ખૂબ જ નીંદનીય લાગે છે. આજે આપણા સમાજમાં કોઇ સ્ત્રી પુરૂષ આવી રીતે સહવાસ કરે, એક–ઘરમાં, એક રસોડે લાંબા વખત સુધી સાથે રહે–ખાય તો આપણે એને નીતિનાશનો માર્ગ સમજીએ છીએ. જો કે તને જાણીને ખૂબ જ નવાઇ લાગશે કે વીશ વર્ષ ઉપરનાં કુંવારાં યુવાન અને યુવતિનો આવો વિધિપુરઃસરના લગ્ન વગરનો સહવાસ સમાજની નજરે ગમે એટલો તિરસ્કારભર્યો હોય, એમાંથી કોઇનાં કે બન્નેનાં માતાપિતાનો એ તરફ ગમે એટલો અણગમો કે વિરોધ હોય, તો પણ તે કાયદાથી સજાપાત્ર નથી. બલકે એવા સ્વતંત્ર ને મરજીવાળા સહવાસની આડે આવનારને જ કાયદો ધારે તો સજા કરી શકે છે!

હજારો વર્ષ પહેલાં આપણા આર્ય પૂર્વજોમાં આ પ્રકારનો સહવાસ પ્રચલિત હતો. ત્યારે આર્યો આ દેશમાં નવાસવા આવ્યા હતા. એમની માગણીએ થોડી અને એ માગણીએ પૂરી પાડનાર કુદરતી સાધન–સંપત્તિની એ વેળાએ છાકમછોળ હતી.

એવે કાળે લગ્ન એ કેવળ મનમોજ અને વંશવૃદ્ધિનાં સાધનરૂપ જ હતાં, ત્યારે સહવાસની અંદર જોવાતી હતી માત્ર બે બાબતોઃ કાં તો શુદ્ધ કામનું આકર્ષણ હોય, અને કાં તો પ્રજોત્પત્તિની તમન્ના હોય, **कामोदत्ते कामायदत्ते, कामार्थं प्रतिगृहणामि!** કામ આપે છે; કામ લ્યે છે, કામની તૃપ્તિ માટે એ આવે છે; કામની તૃપ્તિ અર્થે હું એનો સ્વીકાર કરૂં છું.

વિચિત્ર લાગે છે ને, બહેન! મોટાભાઇએ નાની બહેનને આમ કહેવું જોઇએ, લખવું જોઇએ કે? પણ નાની બહેન; આપણા જે

વેદોને આપણે ઇશ્વરપ્રણીત માનીએ છીએ, અને જેનાં સૂત્રોને ઇશ્વરાજ્ઞા સમ પ્રમાણીએ છીએ, એ વેદમાં લખાયેલી લગ્નપદ્ધતિ તો આટલીજ છે.

પછી વસતિ વધી, બાવાની લંગોટીની જેમ મિલકતનાં જંજાળ-જાળાં વધ્યાં, અને વસાહતીઓ તથા મૂળવતનીઓ વચ્ચેનો મહાજંગ શરૂ થયો. લગભગ એક હજાર જેટલા વર્ષના એ લાંબા મહાજંગમાં જુદા જુદા સમય માટે જુદી જુદી લગ્નપ્રણાલિઓ સ્વીકારવામાં આવી. દીકરીઓને દૂર આપીને સંબંધો ગાઢ કરવા, ગમે તેવા કૂળમાંથી કન્યા લાવવી, નિયોગ, બહુપત્ની ને બહુપતિ–લગ્નો, વગેરે જાતભાતના અખતરાઓ થયા. મૂળવતનીઓમાંથી મિત્રોની કન્યાનો સ્વીકાર, અમિત્રોની કન્યાનો અસ્વીકાર......આમ મહાજંગમાં થતી મિલકતની ખરાબી, વસતિની હેરાનગતિ અને જાનમાલની ખુવારીને પહોંચી વળવા માટે એ તમામ માનવસંહારમાંથી માનવીનો વંશવેલો સુરક્ષિત રાખવાને માટે અનેક સદુપાય, દુરૂપાય અજમાવાયા.

આ મહાજંગનો ગાળો એ આપણો અવતારયુગ, પુરૂષોત્તમોના શાસનનો યુગ. આજે આપણે જેને સતયુગના નામથી ઓળખીએ છીએ એ ખરેખર આર્ય પ્રજા માટે જીવનમરણનો ગાળો હતો. એમાં એકને પરણેલી સ્ત્રીનાં અપહરણો વાજબી મનાતા ને સવેલી કન્યાનાં અપહરણો કાયદેસર મનાતાં. એમાં પિતાને ત્રણ પત્નીઓ છે ને પાંચ પુત્રો વચ્ચે એક પત્ની પણ હોઇ શકે છે. એમાં માછીમારની કન્યાને ઉદરે પરાશર ઋષિ સંતાન પેદા કરે છે અને કન્યાકાળમાં પુત્રવતી થયેલી તથા જીવતા પુત્રો ધરાવતી સ્ત્રીઓ રાજરાણીઓ પણ બની શકે છે. એમાં ભાઇને મારીને એની સ્ત્રીની સાથે પુનર્લગ્ન કરવાનું કાયદેસર મનાય છે અને ભાઇની મદદથી કુંવારી બહેનનું અપહરણ કરવું એ શોભા આપનારૂં લખાય છે.

'મહાભારત' અને 'રામાયણ' એ બેમાંથી ફલિત થતી લગ્ન-પદ્ધતિ, પુરાણોમાં ફલિત થતી લગ્નપ્રથા હું તટસ્થ ભાવે નિરખીશ

તો તને દેખાશે કે જેને આપણે 'પવિત્ર ને સનાતન આર્યલગ્નની ભાવના' કહીએ છીએ તે હકીકતમાં સનાતન નથી. એને અપવિત્ર કહેવી એ અન્યાય છે. એને પવિત્ર કહેવી એ શબ્દચ્છલ છે. હકીકતમાં એ કુદરતી અને દેશકાલના સ્થિતિસંયોગોને વશવર્તી છે.

આમ તું જોઈશ કે વેદકાળથી પુરાણકાળ સુધી આપણે આવ્યા, તેમાં લગ્નપ્રથામાં અવારનવાર પલટો થતો ગયો છે. પુરાણકાળમાં તો લગ્નનો લાંબો વિધિ છે. એ લગ્નવિધિમાં વેદનાં સૂત્રો છે પણ આચાર વેદકાળના નથી.

પુરાણકાળની લગ્નની પ્રતિજ્ઞાઓ ઉપર તું વિચાર કરજે. તારે થોડા જ દિવસમાં પતિની પાછળ સપ્ત પગલાં ભરવાં પડશે. એ સપ્તપદીની પ્રતિજ્ઞાઓ શું કહે છે?

એ પ્રતિજ્ઞાઓનો સાર એ છે કે: પત્નીએ પતિનું ઘર સાચવવું, પતિનાં કુટુંબી જનોની સેવા કરવી અને એને પ્રજા આપવી. પત્નીએ કોઈ સ્વતંત્ર રસ્તો ન કાઢવો કે વિચારવો. પત્નીએ પતિના તેજથી જ તેજસ્વી રહેવું. પત્નીએ પતિ જે ધાન્ય આપે તે ખાવું. એ ધાન્યને સાફ કરવું, સંરક્ષવું ને એનો સદુપયોગ કરવો. પત્નીએ પતિના જ વિચારોમાં પરોવાઈ રહેવું ને આચારોની ટીકા ન કરવી. પતિના ઢોરને પત્નીએ ઉછેરવાં, પતિની મિલકતને રક્ષવી. પતિ અપંગ હોય તો તેનો ત્યાગ ન કરવો પણ જાતમહેનત કરી પતિનું પોષણ કરવું. પત્નીએ પતિમાં જ સર્વસ્વ જોવું.

આ પ્રતિજ્ઞાઓ તારે લેવી પડશે. તને ખ્યાલ પણ કદાચ નહિ હોય કે આવી પ્રતિજ્ઞાઓ લેવી પડે છે ગોર શુદ્ધાશુદ્ધ સંસ્કૃતમાં ગાડી ગડબડાવે જાય ને નવદંપતી ધૂમાડાથી ઘેરાતી આંખો ચોળતાં રહે. એ ધૂમાડા પાછળ ને એ અશુદ્ધોચ્ચારની પાછળ તારે આ પ્રતિજ્ઞાઓ લેવાની છે.

તું સુધરેલી હોત અને સભાઓ ને સંઘોમાં જતી હોત, તો જરૂર આ પ્રતિજ્ઞાને પુરૂષોનો પ્રપંચ કહેત. પરંતુ તું સુધરેલી નથી એટલે આ શબ્દો તને હોઠે નહિ ચડે, પણ તને અજાયબી તો લાગશે.

વૈદિક કાળના સ્વતંત્ર સહવાસના અને પુરાણા કાળના સાત પ્રતિજ્ઞાઓવાળાં લગ્ન વચ્ચે કેટલો તફાવત છે? આખોયે મૂળપલટો જ છે. ક્યાં 'કામાયદત્તે અને કામોદત્તે ' ની નિખાલસ તથા નિર્બંધ જાહેરાત અને ક્યાં આ મિલકતની જાળવણીના આદેશોવાળું પૌરાણીક સતીત્વ ?

તું આમ જોઇ શકીશ કે આપણા સમાજમાં લગનની આસપાસ છેક આદિ કાળથી જ મિલકતી સ્વરૂપ રહેલું છે. યુગે યુગે મિલકતના પ્રકાર, મિલકત સામેના જોખમોના પ્રકાર જેમ જેમ પલટાતા ગયા તેમ તેમ લગનની વ્યાખ્યા અને વિધિ પણ બદલાતાં ગયાં છે.

આમ આપણે એક જબ્બર પૂર્વગ્રહની મિમાંસા કરી. ' પવિત્ર આર્ય લગ્નની ભાવના ' જેવું કાંઇ નથી. લગ્ન એ સામયિક અને આર્થિકસ્થિતિ સંયોગોને અનુરૂપ હોવાં જોઇએ છે.

આમ તું જોઇ શકી હોઇશ કે ' પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં ' એ જેટલું સાચું છે, એના કરતાં વધારે સાચું ' પરણવું એટલે પતિના મુનીમ થવું ' એ છે. હાલ એ જ. વિશેષ આવતે વખતે.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.



લગ્ન સાંચમો

# કેટલાક પૂર્વગ્રહો (૨)

ચી. નાની બહેન,

મારા ગયા પત્રમાં મેં આર્ય લગ્નની પવિત્ર ભાવના સંબંધે ચર્ચા કરી. આ પત્રમાં હું અત્યારનાં લગ્ન ચર્ચવા માગું છું.

આપણાં લગ્ન એ ગૃહસ્થનાં લગ્ન છે. અગાઉનાં લગ્ન એ આર્ય ભાવનાનાં લગ્ન હતાં. પરંતુ એ યુગ ગયો અને આજે દુનિયાભરમાં મિલ્કતી જાળાં એટલાં તો વંચી ગયાં છે કે લગ્ન એ બહુધા મિલ્કતનો જ સવાલ રહેવાનો.

આપણી અત્યારની લગ્નપ્રથામાં સુધારો કરવાની વાત કરીએ તો એ સામે આટલો બધો વિરોધ શાને થાય છે? કોઇને એમાં 'લગ્નની પવિત્ર સંસ્થા'નો દ્રોહ ભાસે છે. કોઇને એમાં સંયુક્ત કુટુંબની પ્રથાનો નાશ લાગે છે. કોઇને એમાં સ્વેચ્છાચાર ભાસે છે. કોઇને એમાં અનીતિની ગંધ આવે છે ને બધાને એ વાત નાપસંદ છે.

આનું કારણ એક છે. તે એ કે વર્તમાન લગ્નપદ્ધતિ આપણા અત્યારના આર્થિક વાતાવરણમાં એકંદરે ખૂબ બંધબેસતી થઇ ગઇ છે. કુટુંબમાંથી કે ઘરમાંથી વહુને લઇ લે અને એ પછી એ કુટુંબમાં વધી પડતી આર્થિક જવાબદારીઓનો જરા વિચાર કરીશ તો તને આ વાત સમજાશે.

આનો અર્થ એમ નથી કે 'વહુ' એ ગુલામ છે. આપણા દેશના કાયદા પછાત હો કે પાંગળા હો, અધૂરા હો કે જૂનવાણી હો, તો પણ વહુને ગુલામીમાંથી અદ્ધર ઉપાડી લ્યે એટલું તો સંરક્ષણ આપે જ

છે. કાયદાના આ સંરક્ષણ ઉપરાંત સામાન્ય લોકમત પણ હમેશાં ન્યાયનો તરફદાર હોય છે. અને એક વહુ તરફના વર્તાવની નાતના સંબંધ ઉપર એટલી અસર જરૂર રહે છે કે કેટલાક અપવાદો બાદ કરતાં એકંદરે આપણા સમાજમાં વહુની સ્થિતિ બદતર નથી. જે કુટુંબમાં વહુની સ્થિતિ બદતર હોય છે ત્યાં બીજાઓની સ્થિતિ ઓછી કમતરીન નથી હોતી.

જે સ્થિતિ છે તે સારી છે કે નહિ, વહુની એવી સ્થિતિ હોવી જોઇએ કે નહિ, એને સ્વતંત્ર આમદાની ને સ્વાવત્ત પ્રયાસ કરવાની છૂટ ને તક હોવી જોઇએ કે નહિ, એ મહત્ત્વના સવાલો છે. પણ આપણા વિષય સાથે એ સવાલો સંબંધ નથી ધરાવતા.

આપણે તો એટલું જ સમજવાનું છે કે અત્યારના સમાજમાં વહુ એક આર્થિક સાધન છે. પતિની આમદાનીની હિસ્સેદારીના બદલામાં એ રોજના ઓછામાં ઓછા બાર કલાકનું કામ કરે છે.

વહુએ આમ કરવું જોઇએ. એ એમ કરે એટલાથી જ એ ગુલામ છે એમ કહી શકાય નહિ. ગુલામીની ખરી વ્યાખ્યા તો એ છે કે પોતે પેટવડીએ રહીને પોતાના માલિકના નફા ખાતર કામ કરે. તેને જ ગુલામ કહેવાય. પત્ની પોતાના 'માલિક'ના એકલાના નફા ખાતર કામ નથી કરતી. એ તો સંયુક્ત હિતઅર્થે કામ કરે છે.

આપણાં લગ્ન તે ખરી રીતે તો શક્ય એટલી વધારેમાં વધારે જાતમહેનત કરીને ઓછામાં ઓછા ખર્ચે સંયુક્ત ગૃહ–સંચાલન ચલાવવાનો ને બાળકોને ઉછેરવાનો પ્રબંધ છે. એ પ્રબંધ દોષિત હો, અનિચ્છનીય હો, જે હો તે હો. પરન્તુ અત્યારનાં આર્થિક સ્થિતિસંયોગોમાં એ પ્રબંધ ઉભય પક્ષને માટે સર્વેશ્રેય હિતકર ને કાર્યસાધક છે.

એટલે જ દુનિયાના કોઇએ સમાજ કરતાં આપણા સમાજમાં લગ્નપ્રમાણ વધારેમાં વધારે છે. આપણે ત્યાં ઉમરલાયક છોકરાઓમાં

ભાગ્યે જ કોઇ કુંવારા રહે છે અને ઉમરલાયક છોકરીઓ લગભગ તમામ પરણેલી જ હોય છે. આ લગ્નમાં પ્રાથમિક મરજીયાત પસંદગી નથી હોતી. પરંતુ લગ્નજીવન દરમ્યાન બંડખોરીની વૃત્તિ પણ એટલી તો ઓછી દેખાઇ છે કે એ ગોઠપને કેવળ સ્ત્રીના અજ્ઞાનને આભારી માનતાં પહેલાં વિચાર કરવો જોઇએ.

આમ લગ્ન એ આર્થિક પ્રબંધ છે. મર્યાદિત સાધનોનો બહોળામાં બહોળો ફેલાવો કરવાનો, વધારેમાં વધારે કરકસરનો પ્રબંધ છે.

લગ્નના પક્ષાપક્ષમાં દુનિયાભરમાં ઘણું લખાયું છે. અહીં એ તમામનો સાર પણ હું તને આપું તો અતિ લંબાણ થઇ જાય. આપણા દેશનાં પણ એ ચર્ચાઓના પડછાયાઓ પુસ્તકો અને અખબારી લેખો રૂપે થાય છે.

લગ્ન એ પ્રજાનો સવાલ છે. એક દેશમાં એના આર્થિક સાધન ને ઉત્પન્નના પ્રમાણમાં સામાન્યતઃ કેટલી વસતિસંખ્યાનો નિર્વાહ થઇ શકે; પ્રતિવર્ષ કે દશ વર્ષે કે પચીશ વર્ષે હયાત વસતિમાં થતાં મરણોનો ઘસારો કેટલો લાગે છે; દેશનાં આબોહવા, કમાણી કરવાનાં સાધનો, દેશ ઉપરના પરદેશની ચડાઇઓના ભયો કે વસતિના સ્વભાવ અને અંતર્ગત રાગદ્વેષમાંથી પેદા થતાં સ્વચક્રો વગેરે બાબતો ઉપર નજર રાખીને વસતિના નર–સમુદાયને વધારે ઘસારો લગાડવો ઇષ્ટ છે કે નારી–સમુદાયને, એની વિચારણા, એ તમામ વાતો–એ દેશની કે એ સમાજની લગ્નપ્રણાલિ નક્કી કરે છે.

આમ હોવાથી જો કોઇ પણ સમાજે કે કોઇ પણ દેશે કોઇ પણ સવાલ કેવળ પોતાની એકની જ દૃષ્ટિએ અને કેવળ પોતાની જ સ્વયંભૂ પ્રેરણાથી નક્કી કરવાનો હોય તો એ સવાલ લગ્નનો છે.

એટલે લગ્નના પ્રશ્ન ઉપર આપણે પારકા દાખલા લઇએ, એ સવાલના ખરા ઉકલને નજીક લાવવાને બદલે દૂર ધકેલે છે.

આમ છતાં પારકા દેશોમાં જે બને છે એ જોઈએ તો શું દેખાય છે? લગ્નપ્રણાલિમાં સુધારા વધારા દેશના આર્થિક સંયોગોમાં થતા સુધારા વધારાને અનુસરે છે.

એટલે આપણે તો બીજા કોઈ દેશના દાખલાઓના પડછાયાની ઓથ નહિ લઈએ. આપણી જ વાત વિચારીએ.

અને આપણી વાતો પણ વિચારવાને ક્યાં ઓછી છે?

તારા મોટાભાઈ અવિનાશના

આશીર્વાદ.



પત્ર છઠ્ઠો

## સંતતિનિયમન

ચી. નાની બહેન,

અત્યારસુધી આપણે સામાન્ય ચર્ચા કરી. એ ચર્ચાને પરિણામે તારાં લગ્નની આસપાસ કોઈ ધૂમસભરી છાંય ઉભી કરવાને બદલે તું એને એના સાચા સ્વરૂપમાં સમજી શકી હોઈશ, એમ માનીને હવે હું મારી મૂળ વાત ઉપર આવું છું.

લગ્ન પછી સંતતિ એ અકસ્માત હો તો અકસ્માત હો, પરિપાક હો તો પરિપાક હો, પરંતુ અનિવાર્ય છે. લગ્નના પ્રકાર, પતિની પસંદગીના પ્રકાર, વગેરે સવાલો રસિક હોવા છતાં લગ્ન પછી થનારી સંતતિની અનિવાર્યતા પૂરતા અહીં ચર્ચાને માટે અસ્થાને છે.

લગ્નનો સંબંધ આર્થિક છે. અને સંતાનો 'પ્રભુનાં પયગંબરો' હોવા છતાં પણ તે આર્થિક જવાબદારી છે. એટલે લગ્ન પછી થનારી

સંતતિ પતિનાં આર્થિક સાધનોને અનુકૂળ હોવી જોઇએ છે. સંતતિ-નિયમન માટે આ એક દલીલ છે.

કોઇ એમ કહે કે કુદરતના કાનૂન અનુસાર થતી સંતતિની રૂકાવટ કરવી એ પાપ છે. એમાં પુરૂષના પૌરૂષેય ને સ્ત્રીના સ્ત્રીત્વનો ઇન્કાર છે.

કુદરત તો વિપુલ સર્જન કરે છે અને એ સર્જનના મોટા ભાગનો તે નાશ કરે છે. કુદરતનાં ધોરણોનો સ્વયંવશ અમલ એ 'વેસ્ટેજ'નો અમલ છે.

કુદરત આપણને જોઇએ તે કરતાં ઘણું વધારે પાણી આપે છે. કુદરત આપણને જોઇએ તે કરતાં વધારે હવા ને પવન આપે છે. આપણને જોઇએ તે કરતાં ઘણાં વધારે પ્રાણીઓ ને જંતુઓ આપે છે.

અને પછી પોતે વધારે પડતા કરેલા સર્જનનો એ નાશ કરે છે. કીટને જંતુઓ ખાય છે ને પછી જંતુઓને પંખીઓ ખાય છે ને પંખીઓને પ્રાણીઓ ખાવ છે. પ્રાણીઓ એકબીજાને ખાય છે. રોપા વેલાને દાબે છે. ઝાડ રોપાને દાબે છે. પવન ઝાડોને સંહારે છે.

આમ તું ચોપાસ નજર કરીશ તો કુદરતે સર્જન ને સંહારનો જાણે મહાસત્ર માંડયો છે. એમાંથી તો જેટલું ઉગરે એટલું ઉગરે.

અલબત્ત, માનવી પણ પ્રવૃત્તિના આ સર્પસત્રમાં ભાગ લેવા માગતો હોય તો ઉપરની દલીલ વાજબી કહી શકાય. મરતાં બાળકો, મરતી માતાઓ, મરતી નારીઓ, બરબાદ થતાં કુટુંબો, અજ્ઞાનમાં રહેલાં બાળકો તરફ માનવી સદંતર બેપરવા રહેવા માગતો હોય તો એ કુદરતના આ કાનૂનને અનુસરે ને જરાયે નિયંત્રણ ન કરે એ બરાબર છે.

પરંતુ માનવી સહકારમાં માને છે, સમાજરચનામાં માને છે. પોતે સહકારથી કુટુંબીજનો સાથે સહવાસ કરી શકે એ માટે એ કુદરતનાં ધોરણોમાં સુધારા કરે છે. એ આકાશછત્ર નીચે રહેવાને બદલે

છાપરું બાંધે છે. એ વનફળ ખાવાને બદલે ખેતી કરે છે. એ દિગંબર રહેવાને બદલે કપડાં વણે છે. એ કુદરતી નરનો ભ્રમરધર્મ મૂકીને ગાર્હસ્થ્યનાં બંધન સ્વીકારે છે. બાળકો ખાતાં પીતાં થાય કે એમને રઝળતાં મૂકી દેવાને બદલે એમને તાલીમ આપે છે, એ વૃદ્ધ માતા-પિતાની માવજત કરે છે, અપંગ કે આજાર પત્નીની સંભાળ રાખે છે.

મતલબમાં આજનો માનવી એ કુદરતનો ગુફાવાસી અઘોરી નથી. એણે કુદરતના સર્જન અને સંહારના સનાતન ઝગડા ઉપર પોતાના વિવેકનાં બંધન–નિયમન મૂક્યાં છે. હકીકતમાં તો માનવ જાતનું કર્તવ્ય જ એ મનાયું છે અને સંસ્કૃતિની વ્યાખ્યા પણ એ જ ગણાઈ છે.

એટલે કુદરતી કાનૂન પ્રમાણે થતા બાળકોના ફાલ અને બાળકોના સંહાર ઉપર પણ એણે નિયમન મૂકવું જોઈએ છે.

કુદરત પોતે જે બાળકોને જીવવાનો અવકાશ નથી એનો સંહાર તો કરે છે. આપણા દેશમાં જેમ બાળકોની ઉત્પત્તિ વધારે છે તેમ એને સંહારનારા કુદરતી પ્રકારો પણ ક્યાં ઓછા છે?

એટલે માનવીએ બીજી દિશામાં વિવેક બતાવીને જે નિયમન કર્યું છે તે એ સંતતિઓ પરત્વે પણ કાં ન કહે? દર હજારે ૩૮ બાળકોને કુદરત જન્મ આપે અને પછી એમાંથી ત્રીસને મારી નાંખે! એને બદલે માનવી એ સર્જન અને સંહાર વચ્ચેના તફાવત જેટલાં જ બાળકો સર્જે તો શું ખોટું? કુદરતના કાનૂન પ્રમાણે સર્જાય ગમે એટલાં પણ દર હજારે નવ બાળકોને જ જીવવાનો અવકાશ છે. માનવી એ હિસાબ સ્વીકારી લ્યે, પણ મોટી રકમો લખીને મોટા સરવાળા બાદબાકી કરવાને બદલે જરાયે બાદબાકી કરવાની ન રહે એવી સ્થિતિ કદાચ ઉભી ન કરી શકે તોય ઓછામાં ઓછી રકમનો હિસાબ ગણે એમાં એનો વિવેક છે.

એ વિવેકનો ઉપયોગ એને વધારે પડતા સર્જન ને વધારે પડતા સંહારના ઉભયના ઘસારામાંથી બચાવે. એ બચત એટલી એની દોલત વધારે, એટલી એની આર્થિક સ્થિતિ સુધારે.

ઘરમાં નવ બાલદી જ પાણી ભરી શકાય એટલું સાધન છે. પણ કોઈ પુરૂષ પોતાની વધારે પડતી તાકાતના નશામાં કૂવામાંથી આડત્રીસ બાલદી ખેંચી કાઢે ને પછી જેટલું ભરવાનું સાધન એની પાસે હોય એટલું જ નવ બાલદી ભરીને બાકીનું ઢોળી નાંખે, એ માણસને આપણે ડાહ્યો તો ન જ કહીએ. કેમકે એમાં કૂવાનું પાણી વેડફાય છે, એની તાકાત ઘસાય છે, કાદવ વધે છે. હકીકતમાં તો એ આમ ન કરે તો જ ડાહ્યો ગણાય.

સંતતિનિયમન માટે આ બીજી દલીલ છે.

ગુજરાતમાં નારીધન ઘસાતું જાય છે. ઇ. સ. ૧૮૮૧ની પહેલાં ગુજરાતમાં દર હજાર પુરૂષે ૧૦૦૧ સ્ત્રી હતી. ઇ. સ. ૧૮૮૧ માં દર હજાર પુરૂષે ૯૭૯ સ્ત્રીઓ હતી. ઇ. સ. ૧૯૦૧ માં દર હજારે ૯૪૪ સ્ત્રીઓ રહી. ઇ. સ. ૧૯૩૧ માં ગુજરાતનું નારીધન હજી વધારે ઘટયું:ને દર હજાર પુરૂષે ૯૦૦ નું નોંધાયું છે. આજે ગુજરાતમાં દશ પુરૂષોએ નવ સ્ત્રીને હિસાબે સરેરાશ વસતિપ્રમાણ છે.

આમ ઉપરના આંકડાઓ તું જોઇશ તો તને દેખાશે કે ઇ. સ. ૧૮૮૧ પહેલાં દશ પુરૂષે દશ સ્ત્રી હતી તે પ્રમાણ ઘટીને ઇ. સ. ૧૯૩૧ માં દશ પુરૂષે નવ સ્ત્રી થઇ ગઇ. એટલે પચાસથી સાઠ વર્ષમાં ગુજરાતની સ્ત્રીવસતિમાં દશ ટકાનો-દશમા ભાગનો ઘટાડો થઇ ગયો છે.

આ ઘટાડાનાં કારણોમાં આપણી અનેક સુવાવડો અને કસુવાવડો કેટલે અંશે જવાબદાર છે તેનો ખ્યાલ તને નીચેની એક બાબતથી આવશે. ગુજરાતમાં ૧૫ થી ૪૦ વર્ષની ઉમરની અંદરની વ્યક્તિઓનાં જેટલાં મરણો થાય છે તેમાં દર એક સો મરણે ૬૮ મરણો સ્ત્રીઓનાં હોય છે. આ ૬૮ નારીમરણોમાંથી વિધવા માત્ર બે જ મરે છે,

આવતા ૬૬ મરે છે અને એ ૬૬માંથી ૫૮નાં મરણો તો સુવાવડ કે સુવાવડમાંથી થતા રોગોને કારણે થાય છે.

આપણી નારીનું સરેરાશ આવરદા ૨૩ વર્ષનું. તેમાં એને સરેરાશ ચાર બાળકો થાય. ચાર બાળકો જીવતાં અવતરે એમાંથી સરેરાશ બે તો માતાની હયાતીમાં જ મરે. આ ઉપરાંત કસુવાવડો થાય તે વધારામાં.

આમ નારીશરીરનો ઘસારો થઇ રહ્યો છે, જાણે કે નારીના શરીરને ઘસવી નાંખનારૂં પ્રસૂતિનું કારખાનું જ મંડાયું છે.

સંતતિનિયમન નારીના શરીરના સ્વાસ્થ્યની રક્ષા કરશે. એનામાં નવું લોહી આવવાના રસ્તાઓ તો બીજા હશે. પણ હાલ એટલાના શોષણને અટકાવવાનો તો આ એક જ રાહદારી માર્ગ છે.

પ્રસૂતિ એ નારીને માટે મોતની ખીણ છે. એ સ્થિતિ ફિટાવવાનો રાહ આ છે.

સંતતિનિયમન માટે મારી આ ત્રીજી દલીલ છે.

મારી નજરે આ ત્રણે દલીલો એટલી તો સંગીન છે કે વધારે દલીલો શોધીને પત્ર લાંબો કરવાનો અર્થ નથી.

સંતતિનિયમન એટલે બાળકોનો નાશ નહિ. બાળકોનો નાશ એ તો ગર્ભપાત. સંતતિનિયમન એ ગર્ભપાત કે ગર્ભહત્યા નથી.

સંતતિનિયમન એટલે કે જે બાળકોને જીવવા માટે પૂરેપૂરી તકો મળી શકે એમ છે એટલાં જ બાળકોની તંદુરસ્ત માતાનું ગર્ભાધાન.

સંતતિનિયમન સામેનો પૂર્વગ્રહ મને અર્થ વગરનો લાગે છે.

સંતતિનિયમનને ઘણા વિરોધીઓ અનીતિ પોષવાનો માર્ગ માને છે. પરંતુ તેઓ કાર્ય ને કારણ વચ્ચેનો ભેદ ભુલીને જ બોલતા લાગે છે. યુવાન અને યુવતી વચ્ચે અનીતિ ઉભી થવાનાં કારણો તો બીજાં જ હોય છે. અને એની દવા પણ બીજે થવી જોઇએ છે. જુદાં જ કારણોમાંથી જન્મ પામેલી એ અનીતિ સંતતિનિયમનનું જ્ઞાન હોય કે ન હોય તોયે મૂળ કારણોનું નિવારણ ન થાય ત્યાં સુધી ચાલવાની જ છે.

એ અનીતિને અને સંતતિનિયમનને કશો સંબંધ નથી. તેમ સંતતિનિયમનનું જ્ઞાન ન આપવું એ ધોરણથી એ અનીતિ રોકાવાની પણ નથી.

એવા અનીતિમય આચાર કરનારાઓ ગર્ભપાતથી અચકાતા નથી અને તરતનાં જન્મેલાં બાળકોને રસ્તા ઉપર રઝળતાં મુકતાંયે અચકાતાં નથી.

પણ જે બાળકો જન્મતાં પહેલાં વાઘરીઓ અને ઉંટવૈદોને હાથે હલાલ થવાનાં છે, જે બાળકો જન્મ થતાં જ કૂતરાંને મુખેથી જીવતાં કે મૂવેલાં ફાડી ખવાવાના છે, કિંવા અનાથાશ્રમોને ભરવાનાં છે એ બાળકો ન જન્મે, અથવા એમનું ગર્ભાધાન પણ ન થાય તો એમાં કઇ અનીતિમાં કયો વધારો થવાનો છે?

બહારના દેખાવ ઉપરથી નીતિ અનીતિના આચાર નક્કી કરનારાઓ જ સંતતિનિયમનનો વિરોધ કરી શકે, જેમને બહારના દેખાવો જાળવીને અંદરના સડા સામે આંખમિંચામણાં કરવાં છે તેઓ જ સંતતિનિયમનનો વિરોધ કરી શકે.

બસ, આટલું જ આ વિષે લખ્યું છે. વિશેષ તું જાતે જ વિચાર કરતી થજે, મારી નેમ તને જ્ઞાન આપવા કરતાં પણ વિચાર કરતી બનાવવાની છે.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.

卐

સાતમો

# નિષેધની મર્યાદા

નાની બહેન,

મારા છ છ પત્રો તેં વાંચ્યા હશે. અને એના ઉપરથી તારો નિર્ણય બાંધ્યો હશે. મને આશા છે કે તેં સંતતિ-નિયમનની તરફેણના વિચારો બાંધ્યા હશે. અને એમ હું માની છું તથા આ પત્રમાં સંતતિનિયમનનાં કેટલાંક સાધનો વિષે માહિતગાર કરવા માગું છું.

પરંતુ હું આગળ કાંઈ લખું એ પહેલાં થોડી અંગત વાત કરી . હવેથી આપણી ચર્ચા અને વિચારણા એવા ક્ષેત્રમાં પ્રવેશ કરે કે જેની સૂચન દ્વારા ચર્ચા પણ ભાઈ બહેન વચ્ચે આપણા જે નિષિદ્ધ માની છે.

સમસ્ત સમાજે આ એક ચર્ચાને નિષિદ્ધ માની છે. એ વાત જું ગમે તે બતાવતી હોય તો યે એક વાત તો અવશ્ય બતાવે છે આપણા લગ્નની ભૂમિકા 'કામ'ની નથી પરંતુ 'અર્થ'ની છે. તો એક સ્ફૂટ વિચાર માત્ર છે.

સવાલ એ છે કે આ નિષેધની પાછળ કાંઈ તથ્ય છે? આપણી ઓનું લગ્નવય આજે બાર-પંદર વર્ષનું છે, એને બદલે જ્યારે નિષેધ થયો હશે ત્યારે જરા વધારે મોટી હોવાનું માનીએ તો નિષેધ સમજાય એવો બને છે.

એ નિષેધની પાછળ કદાચ એમ હોઈ શકે કે લગ્નધર્મમાં આવતી ન સાથે ભાઈની આ ચર્ચા ડહોળાં પાણી વલોવનારી બને.

એ નિષેધની પાછળ એમ પણ હોઈ શકે કે વયે પહોંચેલી કન્યા ની સખીઓ, કુટુંબની અને આડોશપાડોશની કુલવધૂઓ અને

ડોશીઓ પાસેથી આ વિષે જાણુવાજોગ જાણી લ્યે. આવા પ્રકારની ઉપલક માહિતીમાં ખૂટે માત્ર બે જ વાતો. એક કામશાસ્ત્ર ને બીજું સંતતિનિયમનનું સહેતુક જ્ઞાન.

આમાં કહેલી વાત એણે પ્રત્યક્ષ અનુભવે જ શીખવાની રહી. કોઇ એને એ વિષયમાં સર્વાંગ સત્ય જ્ઞાન ન આપી શકે. કેમ કે એ ઘણે અંશે પતિપત્નીના વ્યક્તિગત સ્વભાવો, શરીરો વગેરેના સુમેળની સાધનાનું શાસ્ત્ર છે. બીજી વાત તો મારા હવે પછીના એક પત્રમાં હું વિગતે ચર્ચવા માગું છું. તે એ છે કે આપણા અહાર, વિહાર ને ખાનપાનમાં જ સંતતિનિયમનના કેટલાક વિચારો યોજાયા છે. સંતતિનિયમનના સવાલને આપણા પૂર્વજોએ આપણે માનીએ છીએ એટલો ઉપેક્ષિત નહોતો માન્યો.

એ તો જે હો તે હો. આજે આ નિષેધ છે. આજે જ્યારે પુરાણા આચાર–વિચારો સદંતર નાશ પામ્યા છે ત્યારે આ પુરાણો નિષેધ અર્થહીન છે. માત્ર આ નિષેધ કેટલે અંશે તોડવો કે શિથીલ કરવો એ સવાલ છે.

સ્ત્રી અને પુરૂષ વચ્ચેના લગ્નસંબંધમાં કેવળ જીન્સીના સવાલને જ નિષિદ્ધ મનાયો છે. તારી સાથે તારા પતિના આર્થિક કે માનસિક ગુણો કે વર્તાવોની હું ચર્ચા કરી શકું છું, તારા ઘરની ચર્ચા કરી શકું છું, લગ્નજીવનનાં જે મુખ્ય મુખ્ય બારી બારણાં એ વિષે તારી સાથે હું વાતો કરી શકું.

માત્ર એક જ વિષય હું તારી સાથે ન ચર્ચી શકું. એ ન ચર્ચી શકું તેનું કારણ એ છે કે એ વિષય એકંદરે લપસણો છે. પણ જો મને એવી નૈતિક ખાતરી જ હોય કે એ એક જ નાના જાળિયા મારફત તારા ઉપર જાનનું જોખમ આવવાનું છે તો !

જરા આગળ જઇએ. તું અને તારો પતિ સૂતાં હો, હું બહાર પરશાળમાં સૂતો હોઉં. મધરાતે એક ભયાનક સર્પને તમારા ઓર-

કામાં હું પ્રવેશતો જોઉં. એ સમયે તમારી પાસે દોડી આવીને તમને ચેતાવવાનો મારો ધર્મ ખરો કે નહિ?

જરા આગળ—હજી જરા આગળ. અમુક સંયોગો મને તારી સાથે વાત કરવાનું કહે છે, એથી જરા આકરા સંયોગો મને તારા શયનખંડ સુધી આવવાનો પણ ધર્મ બતાવે છે. હવે જરા આગળ.

ધારો કે તમારા શયનખંડમાં મધરાતે કોઇ ડાકૂ પેઠો અને એ તમને મારી નાંખવાની ધમકી આપે છે. હું જો માણસ હોઉં, હું જો તારો ભાઇ હોઉં, અને તું નાની બહેન મને વહાલી હો તો, એ શયનખંડનાં બારણાં તોડી ફોડીને અંદર ન આવું કે?

અથવા તો આગ લાગી હોય, એ વેળાએ તને ને તારા પતિને ગમે તેવી સ્થિતિમાં પણ મારે બહાર લાવવામાં શું શરમ કે સંકોચ ધરવો જોઇએ?

મારા ઉપરના દાખલાઓ ઉપરથી તને લાગશે કે એ નિષેધ એ સંપૂર્ણ નિષેધ નથી. એને પણ દેશ, કાળ, સ્થિતિ અને સંયોગો અસર કરે છે.

એટલે કે જ્યારે હું તારા ઉપર કાંઇક જોખમ જોતો હોઉં ત્યારે એ જોખમના માપ પૂરતું નિષેધનું બંધન તત્કાલ પૂરતું હળવું બને.

અલબત્ત, જોખમના પ્રમાણ બહાર કેવળ છૂટને કારણે જ છૂટ લેવી અને જેનાથી તુને ભોંઠામણ આવે, તથા જેનાથી આપણે આપણાં માતાપિતા પાસે માથું નીચું ઢાળવું પડે એવી છૂટ કદિ ન લેવાવી જોઇએ.

હું પોતે એમ માનું છું કે કેવળ જીન્સીને લગતી વાતોને માટે આ નિષેધ છે ને એ નિષેધ ગેરવાજબી છે એમ હું નથી કહેતો. પરંતુ કેવળ જીન્સીની ઉપરવટ જેનાં પરિણામ આર્થિક અને શારીરિક સ્વાસ્થ્ય ઉપર અસર કરવાનાં છે એ વાતોને આ નિષેધ સદંતર મનાઇ કરતો નથી.

એટલે કે બહેનને પારકા પુરૂષની પત્ની માનીને એની સાથે આવી ચર્ચા નહિ કરવી જોઇએ. પોતાના મિત્રની ગૃહિણી માનીને એની સાથે તદ્દન જરૂરી એવી અને શકય એટલી કામશાસ્ત્રથી દૂર એવી ચર્ચા નિખાલસ દિલે થવી જોઇએ-કરવામાં બાધ ન હોઇ શકે.

તારા મોટાભાઇ અવિનાશના

આશીર્વાદ.



પત્ર આઠમો

## ચર્ચાની મર્યાદા

ચી. નાની બહેન,

પ્રસ્તાવનામાં ને પ્રસ્તાવનામાં મેં તને સાત સાત પત્રો લખી નાંખ્યા. હવે તો કશા જ આમુખ, પૂર્વ કથન, ઉપોદ્‌ઘાત કે એવા કોઇ વિષયપ્રવેશના ઉદ્‌ગારો સિવાય આજથી જ હું સીધો મુખ્ય વિષયની અંદર ઝંપલાવું.

મારા આગલા પત્રો તેં જો ધ્યાનથી વાંચ્યા હશે, તો તને મારી એ વાત સમજાઇ ગઇ હશે. એક તો એ કે માતા, પિતા, કુટુંબ, સમાજ, નાતજાત, બાળક, દેશ વગેરે સર્વ પક્ષોનું હિત સંતતિનિયમન દ્વારા વધારેમાં વધારે સાધી શકાય એમ હું માનું છું. બીજી વાત એ કે આ વિષયમાં મોટાઓએ નાનાની કેટલી મર્યાદા જાળવવી એ વિષે હું ઘણા સ્પષ્ટ વિચારો ધરાવું છું. એક વાર મારી શુભ નેમ તું સ્વીકારે! પછી મને તારા પ્રત્યેની ભાઇ તરીકેની જેટલી જવાબદારી

અને જેટલું જોખમ લાગે એના પ્રમાણમાં હું તારી સાથે છૂટ લઉં. ન લઉં તો તારા તરફની ફરજમાં મેં ચૂક કરી છે એમ જ મને લાગે.

તું મને એમ કહીશ કે : 'તમે મારા દશબાર વર્ષે મોટા ભાઇ ઉઠીને જેમાં હું તમારી સામે કોઇ સવાલ જવાબ ન કરી શકું એવા વિષયની આટલી છૂટથી ચર્ચા કરો અને મને પ્રતિક્ષણે શરમ, લજ્જા ને સંકોચનું ભાન રહ્યા કરે, એના કરતાં તો વધારે બહેતર એ છે કે આ વિષય ઉપર લખાયેલાં પુસ્તકોનો નિર્દેશ કરી દો. બહુ બહુ તો મને એવાં પુસ્તકો ભેટ મોકલી દો. હું એ વાંચી લઇશ.'

તું મને આમ કહે, તો મને નવાઇ ન લાગે. પરંતુ હું એમ કરૂં નહિ. કેમકે આ વિષયની ચર્ચાને અંગેની મર્યાદાઓ પરત્વે મારા કેટલાક વિચારો સ્પષ્ટ છે.

દાખલા તરીકે સંતતિનિયમનની ચર્ચા જ્યારે આપણે કરતાં હોઇએ ત્યારે દાક્તરી ભાષા, દાક્તરી જ્ઞાન કે દાક્તરી નજરે શારીરિક વિજ્ઞાન જાણવાની આપણને જરૂર નથી. આ વિષયની ચર્ચામાં દાક્તરી નજર દાખલ કરવી નહિ જોઇએ. દાક્તરો માટે લખાતાં પુસ્તકોમાં શારીરિક અવયવોની રચનાની વિગતો વગેરે અપાય તો એ જરૂરની છે. કેમકે એ બધું જાણવું દાક્તરને માટે જરૂરનું છે.

પણ જે વ્યક્તિ સંતતિનિયમનના રાહદારી માર્ગને શોધવા મથે છે, એના મર્મને સમજવા માગે છે અને સાદા ઉપાયનો આશરો લેવા માગે છે તેને આ જ્ઞાન જરૂરનું નથી—બલકે કેટલીક વાર વિના કારણ જુગુપ્સા ઉપજાવે એવું હોય છે અને બધી વાર સદંતર નિરૂપયોગી છે.

હું કે તું આપણા હાથ કે કાન કે આંખની ચર્ચા કરતા હોઇએ, એને ચોક્કસ પ્રકારની તાલીમ આપવા માગતા હોઇએ કે એના ઉપર ચોક્કસ નિયમન મૂકવા માગતા હોઇએ, ત્યારે હાથમાં હાડકાં કેટલાં ને માંસ કેટલું ને નસો કેટલી ને હાથમાં લોહી ક્યાંથી

આવે છે એ ન જાણતાં હોઈએ તો બહુ ખોટ કરીએ છીએ એમ નથી. આંખો વિષે વાત કરતાં હોઈએ ત્યારે એની રચનાની બારીકમાં બારીક વિગતમાં ઉતરવાની જરૂરત નથી. એક અવયવને એના સર્વાંગ સ્વરૂપમાં સ્વીકારી લઈએ તો ચર્ચામાં વખત ઓછો જાય ને ગુમાવીએ કાંઈ નહિ. આપણે જે નિયમન મૂકવાનું છે તે અવયવના અંતર્ગત સ્વરૂપ સાથે નિસ્બત ધરાવતું નથી. જે નિયમન મૂકવા માગીએ છીએ તે અવયવની અંદરની રચનામાં કશો ફેરફાર કરતું નથી તેમ એ રચનાના કોઈ પણ એક કે અનેક અંગમાંથી ફલિત પણ થતું નથી.

એટલે એવી અવયવોની ચર્ચા, સામાન્ય માણસો જેઓ કેવળ જ્ઞાનમંદિરમાં પ્રવેશ કરવા માગે છે તેઓ માટે મને નકામી, નિરૂપયોગી લાગે છે. અલબત્ત, આજકાલ સંતતિનિયમનના વિષય પરત્વે આવી ચર્ચા ખૂબ દેખાય છે—બલ્કે એવી જ ચર્ચા ઘણો મોટો ભાગ રોકે છે!

પરંતુ એ ચર્ચાને ઉમેરવાથી સંતતિનિયમનનો વિષય વધારે લોકભોગ્ય બનતો નથી, તેમ એની ચર્ચા મૂકી દો તો એ વિષય પરત્વેની ચર્ચા કે વિચારણાના દોરમાં કાંઈ ક્ષતિ પણ થતી નથી. જે ચર્ચા સામાન્ય માણસને માટે અગમ્ય છે, અને જે ચર્ચા વિષયના મૂળ તત્ત્વો ઉપર કશો નવો પ્રકાશ નથી પાથરતી એવી ચર્ચા અહેતુક છે એમ મને લાગ્યા કરે છે. એટલે મારી અને તારી વચ્ચે આ પત્ર-વિનિમયમાં હું શારીરિક અવયવો વિષે કે શારીરિક વિજ્ઞાનની દૃષ્ટિએ—દાકતરી દૃષ્ટિએ કોઈ ચર્ચામાં ઉતરીશ નહિ.

જાતીની નિખાલસ ચર્ચામાં ખાસ સનાતની દુરાચાર છે એમ હું નથી માનતો. તેમ એવી ચર્ચામાં સુંદરેલો સદાચાર છે એમ પણ હું નથી કહેતો. જરૂરી હોય ને વિષયને આગળ લઈ જતી હોય ત્યારે એની ચર્ચાથી ભડકવું એ કાયરતા છે. જરૂરી ન હોય, વિષયાંતર થતું હોય તો પણ સંતતિનિયમન સાથેના સમાંતરના જાતીના સવાલોની ચર્ચામાં વખત લેવો એ વાચાળતા છે. તું કાયર નથી ને હું વાચાળ નથી.

સંતતિનિયમનની આજકાલ થઇ રહેલી ગ્રંથસ્થ અને અખબારી ચર્ચામાં એક બીજી વાત પણ ઉમેરાતી દેખાય છે: વરકન્યાની પસંદગીની: કન્યાએ વરને પસંદ કરવો જોઇએ, માબાપોએ વળગાડેલો વર કબૂલ ન રાખવો જોઇએ, નાતજાતનાં બંધનને શુદ્ધ પ્રેમને આડે અંતરાય રૂપ થવા નહિ દેવું જોઇએ, વગેરે વગેરે.

આ વિષય ઘણો રસિક છે, અને જેઓ સામાજીક કલેવરમાં નવી તાકાત ને નવી તાજગી પૂરવા માગે છે એમણે વિચારવા અને ચર્ચવા જેવો છે. પરંતુ સંતતિનિયમનના પ્રશ્ન સાથે એને શું લાગેવળગે છે એ મને નથી સમજાતું.

અલબત્ત, માબાપના પસંદ કરેલા વરો સામેના વિરોધને કારણે વિશાળ સંખ્યામાં કન્યાઓ અવિવાહિત રહેવાનું પસંદ કરતી હોય, પોતાની પસંદગીનો પતિ મળે નહિ ત્યાંસુધી કુંવારી રહેતી કન્યાઓની સંખ્યા વધતી જતી હોય, તો આ સવાલ પણ સંતતિનિયમનની સાથે એક મહત્ત્વના અંગ તરીકે ચર્ચવો જોઇએ. પરંતુ આવતા દશ વર્ષમાં તો આ સ્થિતિ ઉભી નથી થવાની. જ્યાંસુધી સ્ત્રીઓ સ્વતંત્ર કમાઇ કરતી નહિ થાય, જ્યાંસુધી લગ્નની આસપાસનું આર્થિક વાતાવરણ દૂર નહિ થાય, ત્યાંસુધી આ પરિસ્થિતિ ઉભી નથી થવાની.

અને ત્યારે સંતતિનિયમનની આપણે આજે જે ભૂમિકા ઉપરથી મિમાંસા કરીએ છીએ તે ભૂમિકામાં જ મૂળગત પલટો કરવો પડશે. એટલે કે સંતતિનિયમનના પ્રશ્નના વર્તમાન સ્વરૂપ સાથે પસંદગીના લગ્નના સવાલને કશી નિસબત નથી અને આપણે એની ચર્ચામાં પણ નહિ ઉતરીએ.

આજકાલ ક્યાંક ક્યાંક અજમાયશી લગ્નોની પણ વાતો થઇ રહી છે. અજમાયશી લગ્ન એટલે વર કન્યા લગ્ન કરે તે પહેલાં એકબીજા સાથે નિકટતમ પરિચયમાં આવવાને સવૈધિક અને કાયદાના બંધન વગરનાં લગ્ન સિવાય સહવાસ કરે.

આવો સહવાસ ઇચ્છનીય છે કે નહિ એ બીજી વાત છે. આવા સહવાસ દરમ્યાન સંતતિ ન થવી જોઇએ એ પણ સાચી વાત. પરંતુ એ સવાલને સંતતિનિયમન સાથે જેટલી નિસ્બત છે એના કરતાં અનેકગણી વધારે નિસ્બત સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્ય સાથે છે; અને આપણે એની ચર્ચા પણ કરીશું નહિ.

વર્તમાન લગ્નપ્રથાના ગુણાવગુણો સામે ઘણું કહેવાનું છે. પરંતુ લગ્નનો પ્રકાર, લગ્નનું સ્વરૂપ, લગ્નની મર્યાદા કે લગ્નનો આવિષ્કાર ગમે એવો હોય તેને સંતતિનિયમનની ચર્ચા સાથે સંબંધ નથી. પહેલી નજરે મારી આ વાત તને નહિ સમજાય. પરંતુ જરા વિચાર કરીશ તો જરૂર સમજાશે. લગ્નનો પ્રકાર ગમે એ હોય પણ એ તો કન્યાકાળનો સવાલ છે. સંતતિનિયમન એ ગૃહિણીનો સવાલ છે.

કન્યાકાળમાંયે સંતતિનિયમનની જરૂર પડે તો ? આપણા વૃદ્ધો આપણને સંતતિનિયમનની ચર્ચા સામે આ ડર બતાવે છે. અને એ એક ભયને કારણે સંતતિનિયમનની ચર્ચાને અનીતિપ્રેરક માને છે તથા મનાવે છે.

આ ભયનું જો પૃથક્કરણ કરીએ તો આ ભય કેટલો હસવા સરખો છે ! છૂટા છેડાનો કાયદો કરીશું તો બધી સ્ત્રીઓ એક સામટા છૂટા છેડા લઇ લેશે, એમ માનનારાઓ સંતતિનિયમનનું જ્ઞાન ફેલાશે તો બધી કન્યાઓ વંઠી જશે એમ માને તો એમાં આપણને નવાઇ ન લાગવી જોઇએ.

કન્યાકાળમાં થયેલા પગફેરના દાખલાઓમાં સંતતિનિયમનનું અજ્ઞાન કાંઇ પણ અવરોધક બળ તરીકે કામ કરતું નથી જાણ્યું; બલ્કે ગર્ભહત્યા–ભ્રૂણહત્યાનું કારણ બન્યાનું ઘણે સ્થળેથી જાણ્યું–સાંભળ્યું છે.

સંતતિનિયમન વિષે લખાતાં પુસ્તકોમાં એક બીજી વાત દેખાય છે. અને તે વાત કામશાસ્ત્રને લગતી. માનવીની અંતરતમ ઉર્મિઓનું

પ્રાકરણુ કરતો ને એના આવિર્ભાવનો દોર આપતો આ વિષય આખો જ બોધક છે.

એ વિષે સ્ત્રી અને પુરૂષને જ્ઞાન હોવું જોઈએ છે. એમાં મતભેદને અવકાશ નથી. ગૃહસ્થાશ્રમને નિભાવી રાખનારૂં એ એક મહા બળ છે. એ એક જ સ્થંભ ઉપર આજ સેંકડો બલકે હજારો ગૃહ નભી રહ્યાં છે. સ્ત્રી અને પુરૂષ ઉભયમાં પરસ્પર ઓતપ્રોત થવાની શક્તિ ન રહી હોય, આવડત ન હોય તો એમનો આજીવન સહવાસ જીવતાં કબરસ્તાનના સમો જ બને અને એનાં બાળકો કબરસ્તાનનાં ફૂલ જેવાં જ બને.

પરંતુ કામશાસ્ત્ર એ કેવળ એના સૌથી છેલ્લા સ્વરૂપમાં જ સર્વાનુભવનો વિષય છે. એ સિવાય એના પ્રાથમિક, માધ્યમિક ને ઉપાંત્ય સ્વરૂપમાં એ કેવળ સ્વાનુભવની જ વાત છે. પ્રત્યેક દંપતીએ પોતાપોતાનાં કામસૂત્રો જાતે જ સર્જવાં પડે છે, સુધારવાં રહે છે. કામસૂત્રોની શોધ જીવનભરની શોધ છે.

પતિએ પત્ની મારફત કે પત્નીએ પતિ મારફત કામતૃપ્તિ કેમ કરવી એના શારીરિક પ્રયોગો કદાચ સર્વાનુભવના હોય અને એનું દર્શન કદાચ ઉપયોગી થાય. પરંતુ એ પ્રકારની કામતૃપ્તિ પતિ કે પત્નીમાં પરસ્પર સન્માનની, સખાભાવની ભાવના જન્માવી ન શકે. એ ઉભી કરે કેવળ ભોગી અને ભોગ્યની ભાવના. એ રસ્તે ધીરે ધીરે પતિ પત્નીમાં શિકારી અને શિકારની વૃત્તિ જ કેળવાય.

પરંતુ જે કામ પોતાના ભોગના સ્વરૂપમાંથી નિષ્કામ પેદા કરે, જે કામ પોતાના વિલાસના સ્વરૂપમાંથી જ સંન્યાસ પેદા કરે, જે કામ પોતાના પરિગ્રહના મર્મમાંથી અપરિગ્રહને અવતારે, એ કામ–જેમાં પતિ પત્નીનું હિત વિચારે ને પત્ની પતિનું હિત વિચારે–એ કામનાં મંગલસૂત્રો કોઈ કોઈને ન શીખવી શકે. એમાં તો વ્યક્તિગત સ્વભાવો,

વ્યક્તિગત સહિષ્ણુતા, વ્યક્તિગત વશ કરવાની સ્વેચ્છા ને વશ થવાની મહેચ્છાના રંગ ઢંગ ઉપર જ ખરો મદાર છે.

આ આખુંયે નિરાળું જ શાસ્ત્ર છે અને એમાં સ્વાનુભવો ને સર્વાનુભવોના એકીકરણનો વિચાર રહે છે. એને લગ્ન સાથે સંબંધ નથી, સંતતિ સાથે નિસ્બત નથી. એને નિસ્બત છે એક માત્ર કામની સાથે. પતિ જ્યારે કામદેવ બની શકે, સ્ત્રી જ્યારે રતિરાણી બની શકે, ત્યારે જ એ કામ મૂર્ત થાય છે અને એકવાર જો એ મૂર્ત થાય છે, તો પછી એની ખુશબોથી ગૃહનું વાતાવરણ ઓજસ ને તેજસથી ભરી દે છે.

એ બધુંયે સાચું......પણ સંતતિનિયમન સાથે એને સંબંધ શો છે? દાંપત્યજીવન ને કામજીવન નિરાળાં નિરાળાં છે, અને આપણે તો દાંપત્યજીવન દ્વારા થતી સંતતિ વિષે જ વિચારણા કરવી છે.

આપણે કામશાસ્ત્રની ચર્ચામાં નહિ ઉતરીએ. આ આપણી મર્યાદા.

**તારા મોટાભાઇ અવિનાશના**

આશીર્વાદ.



પત્ર નવમો

# સંતતિનિયમન કયારે ?

ચી. નાની બહેન,

ધીરે ધીરે સંતતિનિયમનના પ્રશ્નની તાત્ત્વિક ચર્ચાઓ કરતા આપણે અહીં આવ્યા. સંતતિનિયમનનો સવાલ આવતી કાલે ગમે તે દૃષ્ટિકોણથી વિચારાય, આજે કયા દૃષ્ટિકોણથી વિચારાવો જોઇએ એ વિષે આપણે ચોખવટ કરી. સંતતિનિયમન સાથે સંકળાયેલ મનાયેલી ને આજસુધી એની સાથોસાથ ચર્ચાયેલી લગ્નના પ્રકારની, કામશાસ્ત્રની, અજમાયશી લગ્નની, કામેષણાની ને એવી જાતની ચર્ચા આપણે આપણા પત્રોમાં નથી કરવી એ પણ સ્પષ્ટ કર્યું.

આ ઉપરથી મારી નજરમાં તું કયાં ઉભી છે અને તારી નજરમાં હું કયાં ઉભવા માગું છું એનો તને ખ્યાલ આવી ગયો હશે. એટલે હવે તું નિખાલસ દિલથી મારા પત્રો વાંચી શકીશ અને હું લખી પણ શકીશ.

તું પરણી ગઇ છે અને તારો ગૃહસંસાર તેં શરૂ કરી દીધો છે એટલું આપણે કલ્પી લઇએ છીએ.

પછી શું ?

પરણ્યા પછી આપણે તરત જ સીમંતના વિચાર કરવા માંડીએ છીએ અને 'આશા'ની પૂછપરછ સીધી કે આડકતરી રીતે કરીએ છીએ. સંતાનની આટલી ઉત્કટ આગાહી આપણે કરીએ છીએ તો પછી સંતાનોત્પત્તિની ક્રિયાને આપણે ચર્ચા માટે નિષિદ્ધ શા સારૂ માનવી ?

હું પોતે જેને વાજબી માનું છું એવાં એનાં કારણો નીચે પ્રમાણે વર્ણવું:

૧ : સંતાનોત્પત્તિની ક્રિયા એ કામશાસ્ત્રના પરિપાકની ક્રિયા છે.

૨ : કામશાસ્ત્ર એ માનસ–શાસ્ત્રનો વિષય છે. પ્રમાણભૂત માનસ–શાસ્ત્રીઓએ વ્યક્તિગત નિદાન કરવાનો એ વિષય છે. એમાં અનધિકારીઓએ હાથ નાંખીને ડ્હોળાણ કરવું નહિ જોઇએ.

૩ : કામશાસ્ત્રનો માનસિક વિભાગ સ્વાનુભવનો છે. શારીરિક વિભાગ સર્વાનુભવનો છે, જેનાં બૂરાં પરિણામ કેવળ એક જ પક્ષને જીવનભર શોષવાં પડે એવા પ્રકારનો ન પોષી શકાય એવો તનમનાટ પેદા કરનારી તાલીમ આપવાનો કોઇને અધિકાર ન હોવો જોઇએ.

૪ : અણિશુદ્ધ શારીરિક સંબંધની કસોટી એટલી તો ઉઘાડી છે કે એ કસોટી ઉપર આધાર રાખીને પતિ અને પત્ની ધારે તો પોતાનો શારીરિક મેળ સાધી શકે છે. જેને પરિણામે પત્નીને મીઠી ઉંઘ આવે ને પતિને કામ કરવાની વૃત્તિ થઇ આવે એ પ્રકારનો સંબંધ કામશાસ્ત્ર અને માનસશાસ્ત્ર બન્નેની નજરે અણિશુદ્ધ મનાય છે.

૫ : આવું જ્યારે જ્યારે ન થાય ત્યારે ત્યારે એનું નિદાન પતિ–પત્નીએ જાતે જ શોધવાનું ને મેળવવાનું રહે છે. એ જ છે વૈયક્તિક કામસૂત્રની શોધ.

તું એમ માની લે બ્હેન! કે તું પરણી ગઇ અને તેં તારા કામસૂત્રોની શોધ આરંભી દીધી. એમાં તને ન તો મારો કે ન તો માતાપિતાનો અનુભવ કામ લાગે. અમારો સ્વાનુભવ તારે નકાર છે. અમારો સર્વાનુભવ ઉપરના એક વાક્યમાં સમાપ્ત થાય છે. માનસશાસ્ત્રીઓએ સુમેળ ન સાધી શકાય તો એનાં બૂરાં પરિણામોની ચર્ચાઓથી સેંકડો ગ્રંથો ને મહાગ્રંથો ભર્યા છે. પરંતુ મેળ સાધવાના રસ્તાઓનો તેઓ નિર્દેશ નથી કરી શક્યા.

સંતતિનિયમન શરૂ ક્યારે થાય? સામાન્ય રીતે બ્હેન, એવું છે કે સંતતિનિયમન કરવાને માટે પણ શરીર લાયક થવું જોઇએ છે, અને એ લાયકાત પ્રારંભકાળના થોડા નિર્બંધ દાંપત્યથી જ કેળવાય છે.

સ્ત્રીનું કામ-શરીર સંપૂર્ણતઃ વ્યવસ્થિત થઇ જાય પછી જ સંતતિનિયમનના ઉપાયો એનાથી અજમાવી શકાય.

આ માટે સ્ત્રીની ઓછામાં ઓછી વીશ વર્ષની ઉમર થઇ જવી જોઇએ. સ્ત્રીએ ઓછામાં ઓછું પાંચ વર્ષ નિર્બંધ દાંપત્યજીવન ભોગવ્યું હોવું જોઇએ. સ્ત્રીને ઓછામાં ઓછું એક બાળક અવતરી ગયું હોવું જોઇએ.

એટલે એમ થયું કે તને પહેલું બાળક નિર્બંધ દાંપત્યથી અવતરે નહિ ત્યાંસુધી તારે સંતતિનિયમનના ઉપચારો કરવા નહિ. જો કરીશ તો કદાચ શરીરને બગાડીશ અને ફત્તેહમંદ તો થવાની જ નહિ.

લગ્ન પછી પહેલું બાળક તને ગમે ત્યારે અવતરે તો પણ લગ્ન પછી પાંચ વર્ષનો ગાળો તો તારે જવા દેવો જોઇએ. કેટલાક દાક્તરો ને નિષ્ણાતો એ ગાળો ત્રણ વર્ષનો હોય તો પણ ચાલે એમ કહે છે. હું પોતે તને ચારથી પાંચ વર્ષની સલાહ આપું.

અલબત્ત, આટલો ગાળો તું જવા દે તો તારી ઉમર વીશ વર્ષથી ઉપર થાય. એટલે તારે માટે આ સવાલ નથી. પરંતુ લગ્ન પછી પાંચ વર્ષનો ગાળો મૂકતાં યે જેની ઉપર વીશની ન થતી હોય એમણે વીશ વર્ષની ઉમરે પહોંચતાં પહેલાં સંતતિનિયમનનો વિચાર નહિ કરવો જોઇએ.

નિષ્ણાતોએ, અભ્યાસીઓએ સંતતિનિયમન માટેની આ મર્યાદાઓ આંકી છે. એ મર્યાદાઓ તું જોઇશ ત્યારે તને સમજાશે કે સંતતિનિયમન નવદંપતિના ભોગવિલાસનો નિર્બંધ બનાવવાની નેમથી ઉપદેશાતો નથી.

પત્ર બહુ ટૂંકો થયો. ભલે થયો.

**તારા મોટાભાઇ અવિનાશના**

**આશીર્વાદ.**

卐

પત્ર દશમો.

# સંતતિનિયમનનાં સાધનો

ચી. નાની બહેન,

....ધારો કે પાંચ વર્ષને અંતે તને લાગ્યું કે સંતતિ-નિયમન કરવું એ તારે માટે, તારા પતિ માટે, હયાત બાળકો માટે ને નહિ અવતરેલાં બાળકો માટે સર્વ પક્ષે હિતકર છે.

જ્યારે તારી મનોદશા આવી થાય ત્યારે તું સંતતિનિયમનનાં સાધનોથી વાકેફ થવાનો ઇરાદો કરીશ. એવો પ્રસંગ તારા જીવનમાં આવે ત્યારે તને માર્ગદર્શક થાય એ નેમથી આ પત્રો તને લખું છું.

સ્ત્રી અને પુરૂષના વીર્યનું એકીકરણ એ સંતતિની ઉત્પત્તિને માટે કારણભૂત છે. આ એકીકરણ કેવી રીતે થાય છે એ સમજવું જોઇએ. એ જો તું ન સમજે તો સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ અને એની મર્યાદા તને નહિ સમજાય.

દાક્તરોએ અને માનસશાસ્ત્રીઓએ એમ નકી કર્યું છે કે પુરૂષની કામેચ્છા રોમાંચક છે. સ્ત્રીની કામેચ્છા અંતર્ગત છે. હરકોઇ સ્ત્રીના અંતરતમ્ અંતરમાંથી આઠ દિવસે, દશ દિવસે કે પંદર દિવસે કામ જાગે છે. જેમ સ્ત્રીને માસિક નિયમિત આવે છે તેમ આ ભરતી પણ નિયમિત ચડે છે.

આવી ભરતી ચડે છે, ત્યારે સ્ત્રીના શરીરની અંદર રહેલાં અંડાશયમાંથી સ્ત્રીનું રજસ સ્ત્રવે છે અને એ રજસ રજોવાહિની નળી મારફત ગર્ભાશયમાં આવે છે ને ત્યાં સ્થિર થાય છે.

બાળકની પ્રસૂતિ વખતે બાળકને લપેટાયેલી 'મેલી' તેં જોઈ હશે. એ મેલી એ સ્ત્રીના રજસના અંડનું સંપૂર્ણ વિકસિત થયેલું, એ કાર્ય કરીને નકામું થઈ ચૂકેલું સ્વરૂપ છે. સ્ત્રીના રજસમાં પોતાં અંડો સૂક્ષ્મતમ્ સ્વરૂપે હોય છે. એ અંડો બધાં જ સાચાં હોય છે એમ નથી. થોડાંક જ સાચાં હોય છે. બાકીનાં સેંકડો તો જૂઠાં જ હોય છે. આ અંડો ગર્ભાશયમાં આવે છે અને એની ચામડીને બાઝી રહે છે.

પુરૂષના વીર્યની રચના જુદી જાતની છે. એના વીર્યમાં લાખો શુક્રજંતુઓ હોય છે. આ જંતુઓ છેક ગર્ભાશય સુધી પહોંચે, ગર્ભાશયમાં પ્રવેશ કરે અને ગર્ભાશયની અંદર એની ચામડીને બાઝી રહેલાં સાચાં અંડોમાંથી કોઈ અંડમાં જો પ્રવેશ કરે તો સ્ત્રીને ગર્ભાધાન થાય.

પુરૂષના વીર્યના જંતુઓ અઢારેક કલાક સુધી સજીવ રહે છે. એ અઢાર કલાક દરમ્યાન એ ખૂબ ઘૂમે છે. એને પૂછડીએથી ગતિ મળતી હોવાથી એની ગતિ સદાને માટે સર્વદા એક ધારી રીતે ગર્ભાશય તરફની જ હોય છે. એ અઢારેક કલાક દરમ્યાન જો કોઈ જંતુ કોઈ સાચા અંડમાં પ્રવેશ કરે તો સ્ત્રીને ગર્ભ રહે છે.

આ છે ગર્ભાધાનનું યંત્ર–ક્રમ. સ્ત્રીને ગર્ભ રહેવા માટેની કુદરતની યોજના આવી છે.

આમ હોવાથી તને એ સમજાશે કે સંતતિનિયમનના રસ્તાઓ ત્રણ જાતના હોઈ શકે. એક રસ્તો એ હોઈ શકે કે સ્ત્રીના રજસને ગર્ભાશય સુધી પહોંચવા જ ન દેવું. બીજો રસ્તો એ હોઈ શકે કે પુરૂષના વીર્યને ગર્ભાશય સુધી પહોંચવા ન દેવું. ત્રીજો રસ્તો એ હોઈ શકે કે સ્ત્રી અથવા પુરૂષના રજસનું એકીકરણ ન થવા દેવું.

આ ઇષ્ટસિદ્ધિ સાધ્ય કરવાને માટે સંતતિનિયમનના ઉપાયો ચાર જાતના હોઈ શકે છે.

એક રસ્તો છે વાઢકાપનો : આ કે પુરૂષના વીર્યની કાયમી રૂકાવટ કરવી.

બીજો રસ્તો છે : બ્રહ્મચર્યનો અથવા તો વીર્યનિરોધનો.

ત્રીજો રસ્તો છે : યાંત્રિક સાધનોનો. એવાં કેટલાંક સાધનો છે કે જેનો વાપર કરવાથી પુરૂષનું વીર્ય ગર્ભાશય સુધી પહોંચે તે પહેલાં જ આવરાઇ જાય.

ચોથો રસ્તો છે : રાસાયનિક સાધનોનો. પ્રગટ થતાં જ પુરૂષના શુક્રજંતુઓનો નાશ કરી નાંખવાનો એ રસ્તો છે.

તને એક વાત દેખાઇ હશે. ન દેખાઈ હોય તો કહી દઉં. સ્રીના રજસને ગર્ભાશય સુધી પહોંચતું અટકાવવાનું હજી સુધી કોઇ સાધન નથી શોધાયું. સ્રીના રજસની ક્રિયા એક તો સ્વયંભૂ છે. એને અને તૃપ્તિને કશો સંબંધ નથી. એનો સંબંધ કામેષણા સાથે જ છે. એની તમામ ક્રિયા શરીરની અંદરનાં જ તેમ જ બાહ્ય સ્પર્શે અગમ્ય એવાં અંદરનાં જ સ્થાનોમાં થઇ રહી હોય છે. આમ હોવાથી બહારનું કોઇ સાધન એને અસર નથી કરતું.

તબીબી વિજ્ઞાનશાસ્રીઓએ સ્રીના રજસને ગર્ભાશયમાં જતું રોકવા માટે કેવળ એક ઉપાય શોધ્યો છે. એ છે વાઢકાપનો.

વાઢકાપની શસ્ત્રક્રિયા કરીને અંડાશયને ગર્ભાશય સાથે સાંકળનારી પાતળી રજોવાહિની નળીઓને કાપી નાંખવામાં આવે છે. જો આ વાઢકાપ થાય તો સ્રીનું રજસ ગર્ભાશય સુધી પહોંચે જ નહિ, અંડાશયમાં જ રહે.

આ પ્રકારની શસ્ત્રક્રિયા આપણા દેશમાં થતી નથી. પરંતુ ભવિષ્યમાં એને પરદેશથી આયાત કરવાની સંભાવના તો છે જ. એટલે એના પક્ષાપક્ષને તું સમજી લે એ ઇષ્ટ છે.

સ્રીનું રજસ જ્યાં પેદા થતું હોય છે તે અંડાશયથી ગર્ભાધાન જ્યાં થાય છે તે ગર્ભાશય સુધીની રજોવાહિની નળીઓ છે. કાપી

જમણી બાજુએ એક એક એમ આવી બે નળીઓ છે. વાઢકાપ કરીને આ નળીઓમાં કાપ મૂકવામાં આવે અને કાપેલા છેડાઓને મૂઢી નાંખવામાં આવે—આમ થાય તો સ્ત્રીનું રજસ ગર્ભાશય સુધી પહોંચે નહિ, અને રજસ સિવાય ગર્ભાધન થઈ શકે નહિ.

આવી જાતની વાઢકાપ સ્ત્રીની કામેષણા ઉપર અસર નથી કરતી. સ્ત્રીની કામેષણામાં, કામના સંતોષમાં અને કામની નિયમિત મુદતી ભરતીમાં આ વાઢકાપથી વિકૃત અસર નથી થતી. આમ આ વાઢકાપમાં દેખીતા ફાયદાઓ છે. સંતતિનિયમનનું એ એક માત્ર સચોટ સાધન છે.

પરંતુ વાઢકાપનો આશરો લીધા પહેલાં એની પ્રતિક્રિયા બરાબર સમજવી જોઇએ છે.

એક વાર રજોવાહિની નળી કપાય, પછી તે ફરીને કદિ જ સંધાતી નથી. એટલે જે સ્ત્રીએ આવી વાઢકાપ કરાવી હોય તેને ભવિષ્યમાં કોઇયે સંતતિ થવાની જ નહિ—થઇ શકે જ નહિ. વાઢકાપનો આશરો લેવા માગતી સ્ત્રીએ એક વાત બરાબર સમજવાની રહે છે કે વાઢકાપના મેજ ઉપર સૂતાંની ઘડીથી ત્યારપછીની આખીયે જીંદગીમાં એ સ્ત્રીને કોઇ સંતતિ થઇ શકે જ નહિ.

વાઢકાપની બીજી પ્રતિક્રિયા સમજવા પહેલાં સ્ત્રીના જેવી જ પુરૂષને પણ વાઢકાપ થઇ શકે છે એ સમજવું જોઇએ. પુરૂષના વીર્ય-સ્થાનમાંથી પાતળી નળીમાં થઇને વીર્ય વહે છે. જેમ સ્ત્રીની રજોવાહિની નળી કપાઇ શકે છે તેમ પુરૂષની વીર્યવાહિની નળીને પણ કાપી શકાય છે. એવી વાઢકાપ કરાવનારને ભવિષ્યમાં બાળકો થઇ શકે નહિ.

આમ બેમાંથી કોઈ પણ એકના શુક્રને સદંતર રોકી રાખતી વાઢકાપની પ્રતિક્રિયા વિષે માનસશાસ્ત્રીઓ એકમત છે. માનસ-

શાસ્ત્રીઓનો એ મત થયો છે કે આવી વાઢકાપના કેટલાયે કિસ્સાઓ જોયા પછી માનસશાસ્ત્રની દૃષ્ટિએ શુક્રવાહિની નળીની વાઢકાપ ઇચ્છનીય નથી. એ ઇચ્છનીય ન હોવાનાં કારણો નીચે પ્રમાણે છેઃ

આ શસ્ત્રક્રિયા કામની શારીરિક–ભૌતિક–પ્રવૃત્તિ અને વૃત્તિ ઉપર કશી અસર નથી કરતી; પણ કામની માનસિક–આધિભૌતિક વ્યવસ્થામાં તો અંધેર લાવનારી છે. કામેષણા અને કામતૃપ્તિ દ્વારા સ્ત્રી અને પુરૂષના શુક્રની આપ–લે થાય છે, ત્યારે ધીમે ધીમે પતિ અને પત્નીમાં એકબીજાનાં વ્યક્તિત્વની આપ–લે થાય છે. એ પ્રકારની આપ–લે પતિ પત્નીને એકબીજા તરફ વધારે સહિષ્ણુ અને વધારે મમતાળુ બનાવે છે. એ સહિષ્ણુતા અને એ મમતા, જ્યારે સ્ત્રી કે પુરૂષ કામક્ષેત્રમાંથી કુદરતી રીતે નિવૃત્ત થાય છે ત્યારે પણ સામા પક્ષમાં સદ્‌ભાવને, સમભાવને ટકાવી રાખે છે.

સાથોસાથ સક્રિય દાંપત્ય જીવનમાં પણ પતિ અને પત્નીમાં એક પ્રકારનું ઉર્ધ્વગમન આવે છે. એટલે કે પતિ, જેમ જેમ દાંપત્યજીવન વહેતું થાય તેમ તેમ, ધીમે ધીમે પોતાને પોતાની પત્નીના પિતા કે પુત્રની નજરે પણ જોતાં શીખે છે. એવી જ રીતે સ્ત્રી પોતાના પત્નીજીવન દરમ્યાન ધીમે ધીમે પોતાને પતિની માતા કે પુત્રી તરીકે જોતાં પણ શીખે છે.

તું હજી પરણી નથી, અને કામવિજ્ઞાનની આ માનસિક ઉર્ધ્વ-ગતિ તને જરૂર અચરજ પેદા કરશે. તને એમ લાગશે કે શું પતિ કદિયે પોતાની જ પત્નીના પિતા કે પુત્ર તરીકે પોતાને જોઇ શકે ખરો ? શું પત્ની કદિયે પોતાના જ પતિની માતા કે પુત્રી તરીકે પોતાને કલ્પી શકે પણ ખરી ?

અજાયબી જેવી વાત છે ને બ્હેન ! પણ એ સાચી વાત છે. જે પતિ પોતાને પોતાની પત્નીના પિતા કે પુત્રને સ્થાને મૂકી શકે નહિ એનું, અને જે પત્ની પોતાને પોતાના પતિની માતા કે પુત્રી તરીકે

જોઈ શકે નહિ એનું દાંપત્યજીવન કામવિજ્ઞાનની નજરે નિષ્ફળ ગયું જ સમજવું. જે દાંપત્ય એક જ પતિમાં પત્નીને પતિ, પિતા અને પુત્રનો, એક પુરૂષ કેવળ એક જ સ્ત્રીને માટે સાધી શકે એવો સમન્વય ન આપી શકે. જે દાંપત્ય એક જ પત્નીમાં પતિને પત્ની, માતા ને પુત્રીનો એક સ્ત્રી કેવળ એક જ પુરૂષને માટે સાધી શકે એવો સમન્વય ન આપી શકે, એ દાંપત્ય સંસ્કારની દૃષ્ટિએ, કામવિજ્ઞાનની દૃષ્ટિએ, પ્રજનનવિજ્ઞાનની નજરે અસાર છે એમ જ સમજવું જોઈએ.

માનસશાસ્ત્રીઓ કહે છે કે શસ્ત્રક્રિયા માનવીના આ ઊર્ધ્વગમનને બાધ કરનારી છે. આ એક જ કારણે શસ્ત્રક્રિયાને સંતતિનિયમનના રાહ તરીકે વર્જ્ય બનાવે છે. અલબત્ત, જેઓને સંસારમાં કેવળ પતિઓ ને પત્નીઓ જ જોઈએ છે એમને માટે એ રાહ ઉઘાડો છે અને જરાયે ભૂલચૂકનો સંભવ વગરનો છે.

બીજો રાહ છે બ્રહ્મચર્યનો. સ્ત્રી કે પુરૂષનો સહવાસ જ ના કરવો. તપસ્વીઓ અને ઋષિમુનિઓ માટે પણ અતીવ મુશ્કેલ એવો આ રસ્તો સામાન્ય માણસો માટે શકય કે સરલ છે કે નહિ એનો વિચાર કરવા જેવું છે ખરૂં. પરંતુ આ રાહનો આપણે તો બીજી જ નજરે વિચાર કરીએ.

જેઓ જીવનભર બ્રહ્મચર્ય પાળવાને કૃતનિશ્ચય હોય એમણે પરણવું જ શા માટે જોઈએ? જેઓનામાં બ્રહ્મચર્યના અસ્ખલિત પાલન માટે આગ્રહ હોય, તેઓનામાં પોતાનાં લગ્ન નહિ કરવાનો માતા પિતા સમક્ષ આગ્રહ કરવાની હામ અને શક્તિ પણ હોય જ. એટલે એવાઓ લગ્નની નકામી જંજાળમાં ઉતરે જ નહિ.

આ ઉઘાડું સત્ય હોવાથી સંતતિનિયમનના સાધન તરીકે અખંડ બ્રહ્મચર્યનો વિચાર નહિ કરીએ.

વીર્યનિગ્રહ એટલે કે કામેષણાની તૃપ્તિને માટેની તમામ ક્રિયાઓ કરવી; માત્ર પુરૂષે પોતાના વીર્યનો પાત થવા નહિ દેવો.

આ માર્ગ તાત્ત્વિક રીતે સાચો ગણી શકાય ખરો. દાંપત્ય ને બ્રહ્મચર્યનો સમન્વય કરવાને માટે કોઈ તર્કશાસ્ત્રીએ ઉભો કરેલો એ તર્ક છે. દાંપત્યના કામેષણાના શોખ અને આર્થિક લાભની સાથે બ્રહ્મચર્યના લાભ અને ઇન્કારનો આ અજબ સરવાળો છે.

ગણિત ગમ્મતમાં એક કોયડો આવે છે. એ કોયડો આવો છેઃ અણિશુદ્ધ સાચી ગણિતશાસ્ત્રીય રીતથી એક અને એકનો સરવાળો બે નહિ પણ એક છે એમ બતાવી શકાય છે. પરંતુ વ્યવહારમાં આ સૈદ્ધાન્તિક સત્ય જૂઠું પડે છે. તેવી જ રીતે દાંપત્ય અને બ્રહ્મચર્યનો કરવા ધારેલો આ સરવાળો પણ અશક્ય વસ્તુસ્થિતિ બતાવે છે.

વીર્યનિગ્રહમાં સૈદ્ધાન્તિક સત્ય ભલે ભારોભાર હોય, પરંતુ કામ-વ્યવહારમાં એનામાં બ્રહ્મચર્યના પત્નીત્વ કે પરત્વના અશક્ય ઇન્કારના અને શસ્ત્રક્રિયાના ગેરફાયદાઓ જ દેખાય છે. વીર્યનિગ્રહમાં આમ બ્રહ્મચર્યની અસંભાવના છે ને વાઢકાપના સર્વ અનર્થો છે.

એટલે સામાન્ય દાંપત્યજીવનમાં સંતતિનિયમનના રાહ તરીકે આ બીજા રસ્તાનો પણ વિચાર કરવા જેવું નથી.

ત્રીજો રસ્તો છે સંતતિનિયમનનાં યાંત્રિક સાધનોનો. કેટલાક એવા જડ પદાર્થો છે કે જેનો, સ્ત્રી ઉપયોગ કરી શકે તો, પુરૂષના વીર્યનો ગર્ભાશય-પ્રવેશ રોકી શકાય છે. આ સાધનો વિષે વિશેષ ચર્ચા આવતા પત્રમાં મારે કરવાની હોવાથી આ સ્થાને એની વિગતે વિચારણા નથી કરતો.

ચોથો રાહ છે રાસાયનિક સાધનોનો. મારા હવે પછીના એક પત્રમાં આ વિષય ઉપર પણ વિચારણા આપવાનો છું એટલે એના વિષે પણ અહીં વિવરણ નથી કરતો.

આટલા ઉપરથી તને એક વાત સમજાઈ હશે કે સંતતિનિયમનના ચાર રસ્તાઓ છે. એમાંથી બે નિષેધાત્મક છે અને બે વિધેયાત્મક છે.

બે માર્ગો નિગ્રહના માર્ગો છે. એ બે છે બ્રહ્મચર્ય અને અર્ધ-બ્રહ્મચર્ય. બીજા બે છે તે અગ્રહના છે. એ બે છે યાંત્રિક અને રાસાયનિક ઉપચારોના.

બ્રહ્મચર્ય અને અર્ધબ્રહ્મચર્યના માર્ગો તો કેવળ પ્રબળ ઇચ્છા-શક્તિના માર્ગો છે. એની પાછળ આધિભૌક્તિક દૃષ્ટિ ગમે તેવી હોય પરંતુ ભૌતિક દૃષ્ટિ મારવાડીની છે. દાંપત્યજીવન એ સ્ત્રી–પુરૂષનો કામેષણાના તંતુથી બંધાયેલો આર્થિક સહવાસ છે એ આપણે જોયું. એટલે જેમાં કામેષણાનો કે પરિતૃપ્તિનો ઇન્કાર હોય એવી વાતોનો આપણે હમણાં વિચાર નહિ કરીએ. પાછળથી જરૂર હશે તો એકાદ-બે પત્રોમાં એની મિમાંસા કરીશું.

અત્યારે તો આટલું. હવે આવતા પત્રમાં હું તને સંતતિનિયમનના યાંત્રિક ઉપચારોનો ખ્યાલ આપીશ.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.

卐

પત્ર અગીઆરમો

# યાંત્રિક સાધનો-પેસરી

ચિ. નાની બહેન,

આજકાલ સંતતિનિયમનનાં યાંત્રિક સાધનો વિષે સર્વત્ર ખૂબ ખૂબ ચર્ચાઓ થાય છે. યુરોપ, અમેરિકા, હોલેન્ડ, ફ્રાંસ, સ્વીડન, રશિયા આદિ દેશોમાં સ્ત્રીઓને સંતતિનિયમન સંબંધે સલાહ આપવા માટે અને યાંત્રિક સાધનો વિષે સમજણ આપવા માટે મોટાં મોટાં 'કલીનીકો' છે. આવાં 'કલીનીકો' ધીમે ધીમે આપણા દેશમાં પણ સ્થપાતાં જાય છે.

દરેક જાહેર પ્રવૃત્તિની પાછળ પાછળ એનો વેપાર કરનારાઓ પણ આવે છે. નવો દેશ જીતવાને લશ્કર નિકળે અને એની પાછળ પાછળ જીતાયેલા દેશમાં વસવાટ કરવા માટેના લોક સંચરે એમ. આજકાલ તું આપણાં છાપાંઓ જોઇશ તો તને દેખાશે કે સંતતિનિયમનની દવાઓ અને સાધનોનો જે વેપાર આપણા દેશમાં પાંચ વર્ષ પહેલાં ઘૃણા ઉપજાવતો તે આજે ઠીક પ્રમાણમાં ખેડાઇ રહ્યો છે.

આપણે ત્યાં અને આપણી ભાષામાં આજકાલ જાતીય વિજ્ઞાન અને સંતતિનિયમન વિષે ઘણાં પુસ્તકો લખાઇ રહ્યાં છે. એનાં સામયિકો પણ પ્રગટ થાય છે. એમાંથી કેટલાંક તો તેં અમારાથી કદાચ ખાનગી રીતે વાંચ્યાં હશે. કેટલાંક ચાહન પણ વાંચવાની હિંમત કરી હશે. એ તમામમાં તેં જોયું હશે કે સંતતિનિયમનના યાંત્રિક ઉપાયો ઉપર ખૂબ ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. 'પેસરી', 'કોનનડ્રમ', 'ડચ પેસરી', 'ડુશ', 'પેડ' વગેરે શબ્દો તારા મગજમાં ઘૂમતા હશે. આ પત્રમાં હું એ સંબંધે તને થોડું ઘણું કહેવા માગું છું. એમના ગુણદોષના વર્ણનમાં આ પત્ર પણ મારા ગયા પત્ર જેટલો જ જો લાંબો થાય તો ..તો બીજું કાંઇ નહિ. તારે વાંચી જ નાંખવો.

સંતતિનિયમનનાં યાંત્રિક સાધનોમાં સૌથી પ્રથમ નંબરે 'પેસરી' આવે છે. 'પેસરી' એટલે શું ? જે દેશમાં સંતતિનિયમનની વાત સરખી કરવી ગુનહિત મનાતી એ દેશની ભાષામાંથી આપણને આ શબ્દ મળ્યો છે. સ્પેનીશ ભાષામાં 'પસારાન' શબ્દ છે. 'પસારાન' 'પેસરી' એટલે :કબજે કરવું તે. 'પસારાન' ઉપરથી જે યંત્ર કબજે કરે છે તે પેસરી.'

'પેસરી' પુરૂષના વીર્યને કબજે રાખવા માટે યોજાઇ છે. એ રબ્બરની બને છે. એનો આકાર ઉંધી વળેલી પારસી ઘાટની ટોપી જેવો હોય છે. એને છેડે ગોળ કિનારી હોય છે.

સ્ત્રીના ગર્ભાશયના મુખ ઉપર એ ચડાવવાની હોય છે. ગર્ભાશયના ઉઘાડા મુખમાં એનો ગાળો આવી જાય, અને એની જાડી ગોળ કિનારી ગર્ભાશયના મુખ ઉપર હવા પણ ન પ્રવેશે એવી પકડ લઇ લે.

આ પકડને વધારે મજબૂત બનાવવા માટે કેટલીક પેસરીમાં રબ્બરની ગોળ કિનારીની નીચે પાતળી કમાનની ગોળ પટ્ટી લાગુ કરવામાં આવે છે. કેટલીકમાં આપણે છત્રી ઉપર લોઢાની 'રીંગ' ચડાવીયે છીએ એવી 'રીંગ' મૂકવામાં આવી હોય છે.

સામાન્ય પેસરી રબ્બરની બનાવવામાં આવે છે. પણ હવે જ્યાં જ્યાં સ્ત્રીઓને સંતતિનિયમનના ઉપચારો કરવામાં લજ્જા નથી નડતી અને જ્યાં જ્યાં સિદ્ધહસ્ત અને વિશારદ દાક્તરો હોય છે ત્યાં ત્યાં રબ્બરની પેસરીને બદલે ધાતુની પેસરી ગોઠવાય છે.

બે ચાર વારની અજમાયશ પછી હરકોઇ સ્ત્રી રબ્બરની પેસરી તો પહેરી શકે છે. પરંતુ ધાતુની પેસરી તો દાકતરે જ ગોઠવવી રહે છે. રબ્બરની પેસરી કાઢવી હોય ત્યારે કાઢી શકાય છે. હકીકતમાં ગર્ભાશય ઉપર બાર અઢાર કલાકથી વધારે રાખવી પણ નહિ જોઇએ. રબ્બરની પેસરી તો જયારે જરૂર હોય ત્યારે સ્ત્રીએ જાતે પહેરવાની અને વળતે દિવસે સવારના કાઢી લેવાની હોય છે.

પણ ધાતુની પેસરી ગોઠવ્યા પછી તરત કાઢી શકાય નહિ. એ તો ઓને એક માસિક આવીને ચાર દિવસ પૂરાં થાય કે તરત ચડાવી લેવાની છે; અને બીજું માસિક આવે ત્યારે જ જે દાક્તરે એ ગોઠવી હોય એની પાસે જ ઉતારી લેવરાવવાની હોય છે; અને માસિક દેખાતું બંધ થાય કે પાછી તરત એને ચડાવી લેવરાવવાની રહે છે.

રબરની સારી જાતની પેસરી દોઢથી બે રૂપિયાની આવે છે. પેસરીને એ વપરાશમાં ન હોય ત્યારે બોરીક એસીડ ને વેસેલાઇન લગાવીને રાખી મૂકવાની હોય છે. બોરીક એસીડ એટલા માટે લગાવી રાખવું કે પેસરી ઉપર અણવાપરી હાલતમાં કોઇ જંતુઓ ચડી જાય નહિ. પેસરી ઉપર કોઇ રોગના જંતુ ચડી જાય તો પેસરી વાટે એ ગર્ભાશયના પ્રદેશમાં દાખલ થાય અને હાનિકર પરિણામ લાવે. એટલા માટે પેસરી અણવાપરી હાલતમાં હોય ત્યારે એને બોરીક એસીડ લગાવી રાખવું સલામત ને સુખકર છે.

પેસરી અણવાપરી હાલતમાં ન હોય ત્યારે એનું રબર કુમાશદાર રહે, ટકાઉ રહે એ માટે એના ઉપર વેસેલાઇન પણ લગાડવું જોઇએ છે. જો વેસેલાઇન ન લગાવવામાં આવે તો પેસરીનું રબર બરડ થઇ જાય અને એમાં નાનાં મોટાં કાણાં ને જાળી પડી જાય. પેસરીમાં એક પણ જગ્યાએ રબર કમતરીન બને કે એક પણ સ્થળે જરા સરખી પણ જાળી પડે તો એ સદંતર નકામી બની જાય. માટે પેસરી ઉપર વેસેલાઇન પણ લગાડવું જોઇએ છે. એટલે કે તેની ઉપર વેસેલાઇન લગાવીને એક બોરીક એસીડથી ભરેલા ડાબડામાં રાખી મૂકવી એ વધારે સારો માર્ગ છે.

પેસરી વાપરવાનું શરૂ કર્યા પછી એનો ઉપયોગ નિયમિત રીતે થવો જોઇએ. પછી એના ઉપયોગ પરત્વે શિથીલતા નહિ રાખવી જોઇએ.

પેસરીનો ઉપયોગ કરવો હોય તો તેની સાથોસાથ બીજાં બે સાધનો પણ વાપરવાં જોઇએ. પેસરીની સાથોસાથ સંતતિનિયમન માટે ખાસ તૈયાર કરેલી ક્વીનાઇનની ગોળી આવે છે, તે પણ અંદર વાપરવી જોઇએ છે.

આ ગોળી અંદરની ગરમીથી ઓગળે છે ને વીર્યના જંતુઓનો નાશ કરે છે. ક્વીનાઇનની અસર નીચે આવતું કોઇ પણ વીર્યજન્તુ ગર્ભાધાન કરાવી શકતું નથી.

બીજી વસ્તુ વાપરવાની છે તે 'ડૂશ' છે. આ ડૂશ જાતજાતના બજારમાં તૈયાર આવે છે. ત્રણથી પાંચ રૂપિયા સુધીમાં કોઇ પણ સારી જાતનો ડૂશ મળી શકે.

આ 'ડૂશ' દ્વારા અંદર નવશેકું પાણી છાલકી શકાય છે. પેસરીએ પુરૂષનાં વીર્યજંતુઓને ગર્ભાધાનમાં જતાં તો રોકી રાખ્યાં, પણ એ વીર્યજંતુઓને બહાર કાઢી નાંખવા માટે 'ડૂશ'નો વાપર છે. ડૂશ દ્વારા નવશેકા પાણીની પાંચેક મીનીટ છાલકો મારવાથી બહાર નિકળતા પાણીની સાથે વીર્યજંતુઓ પણ બહાર નિકળી જાય.

આમ પેસરી વીર્યજંતુઓને ગર્ભાશયમાં જતાં આતરે છે ક્વી-નાઇનની ગોળી એ વીર્યજંતુઓનો નાશ કરે છે. ડૂશ એ જંતુઓને બહાર કાઢી નાંખે છે. આમ કામેષણા મારફત અંદર દાખલ થયેલા વીર્યજંતુઓનો આ ત્રિમુખી યંત્ર-રચના નિકાલ કરી નાંખે છે.

બધાં જ પેસરી વાપરનારાઓ આ ત્રણે સાધનોનો એક સામટો વપરાશ કરતાં નથી. ઘણાં એકલી પેસરી જ વાપરે છે. ઘણાં એકલી ક્વીનાઇન ટેબ્લેટ વાપરે છે ને કોઇક એકલો ડૂશ પણ પુરતો માને છે.

પરંતુ સંતતિનિયમનના સર્વાંગ ઉપાય તરીકે તો પેસરીની સાથે જ ટેબ્લેટ અને ડૂશનો ઉપાય પણ કરવો જોઇએ છે.

સિદ્ધાંતની નજરે અને કુદરતના પ્રબંધ સામેની યાંત્રિક-વૈજ્ઞાનિક કિલ્લેબંધી તરીકે આ પેસરીનો ઉપયોગ કાગળ ઉપર સંગીન લાગે છે.

વીર્યજંતુઓ ગર્ભાશયમાં પ્રવેશવાને બદલે રબરની ટોપીમાં ઝિલાય, ઝિલાયેલાં જંતુઓ દવાથી નાશ પામે અને નાશ પામેલાં જંતુઓને ગરમ પાણીથી બહાર કાઢી નાંખવામાં આવે......ગર્ભાધાનને માટે અવકાશ જ નથી દેખાતો, ખરૂં ને?

પણ વૈજ્ઞાનિક યાંત્રિક પ્રબંધ જ્યારે વ્યવહારમાં ઉતરે છે ત્યારે એમાં કેટલીક મુશ્કેલીઓ ને ઉણપો દેખાય છે. એમાંની કેટલીક જે પેસરીના ચુસ્તમાં ચુસ્ત હિમાયતીને પણ મુંઝવી રહી છે એનો અહીં હું ઉલ્લેખ કરૂં.

સંતતિનિયમન આજે એટલો તો મતમતાંતર અને પક્ષાપક્ષના આગ્રહનો વિષય બની ગયો છે કે યાંત્રિક સાધનોની ઉણપો જાણવા માટે આપણે રાસાયનિક સાધનોના આગ્રહીઓના ગ્રંથો જોવાના રહે છે અને રાસાયનિક સાધનોની ઉણપો સમજવાને વીર્યનિરોધના હિમાયતીઓને વાંચવા રહે છે. અને વીર્યનિરોધના ઉત્પાત સમજવા માટે આપણે સુપ્રજનન શાસ્ત્રમાં–' યુગેનીકસ'માં માનનારાને જોવા રહે છે.

એટલે આપણા મંદભાગ્યે સંતતિનિયમન વિષે સર્વપક્ષી અને તટસ્થ સમાલોચના કરનારાં પુસ્તકો આપણે ત્યાં નથી. મારી મુરાદ તો તને તટસ્થ સમાલોચના કરાવવાની છે.

પેસરીની જે કેટલીક વ્યાવહારિક મુશ્કેલીઓ એના ચુસ્તમાં ચુસ્ત હિમાયતીઓને પણ સતાવી રહી છે એનો થોડો ઉલ્લેખ આ નીચે કરૂં છું:

૧: એમાંની સૌથી પહેલી અને હજી સુધી નિવારી ન શકાય એવી મુશ્કેલી પેસરીના માપની છે. કઇ સ્ત્રીએ કયા માપની પેસરી લેવી? સ્ત્રીના ગર્ભાશયના મુખનું માપ, સ્ત્રીના શરીરનાં બીજાં અવયવોની જેમ કોઇ ચોક્કસ નિયમને અનુસરતું નથી. ગર્ભાશયના મુખનું માપ દરેક સ્ત્રીનું પોતપોતાનું હોય છે; અને પોતાનું એ માપ બરાબર સમજીને સુયોગ્ય માપની પેસરી પસંદ કરવામાં સ્ત્રીને ઘણી મુશ્કેલી નડે છે. મારે એ કહેવાની જરૂર નથી કે પેસરી જો બંધબેસતી

ન હોય તો જરા પણ હલનચલન સામે એની પકડ ટકતી નથી. એટલે કે માપફેરવાળી પેસરી સંતતિનિયમન માટે જરાયે મદદગાર થઇ શકતી નથી.

૨ : પેસરીની આ થઇ યાંત્રિક મુશ્કેલી; પરંતુ એથી યે વધારે ગંભીર મુશ્કેલી આજે એના અચૂક હિમાયતીઓને સતાવી રહી છે, તે કુદરતી મુશ્કેલી છે. જ્યારે સ્ત્રી અને પુરૂષ બન્નેની કામેષણા પ્રદીપ્ત થઇ હોય છે, તેવા સંયોગમાં સ્ત્રીનાં અવયવો જે ઉફાળો મારે છે, અને પુરૂષનાં તમામ અવયવો જે જોર પકડે છે, એની સામે કોઇ કરતાં કોઇ પેસરી સ્થિતિચુસ્ત રહી જ શકતી નથી.

રબરની પેસરી તો સ્થાનભ્રષ્ટ થાય છે જ, પરંતુ વિશારદ દાક્તરોએ કાળજીપૂર્વક ગોઠવેલી ધાતુની પેસરીઓ પણ ખસી જાય છે. પતિપત્નીની સંયુક્ત કામેષણા જે વેગ અને જોર પકડે એની સામે સર્વદા ટકી શકે એવી પેસરી તો હજી શોધાવાની બાકી છે.

આપણે જોયું કે સ્ત્રીની પોતાની કામેષણા જ્યારે પ્રદીપ્ત થાય છે ત્યારે એનું રજસ પણ નવાં અંડો લઇને ગર્ભાશયમાં આવે છે. પુરૂષનું વીર્ય પણ ત્યાં એ જ અરસામાં આવે છે. જો સંતતિનિયમનના કાર્ય-સાધક યંત્રની ખરેખરી જરૂર હોય તો આ વખતે છે, અને એ જ વખતે એ નકામાં નીવડે છે.

આનો અર્થ એ થયો કે સ્ત્રીની કામેષણા જ્યારે જાગૃત ન હોય, પતિ–પત્નીનો શરીરસંબંધ જ્યારે કેવળ એકપક્ષી વાસનામાંથી જ જાગૃત થયો હોય ત્યારે પેસરી કામ આપી શકે. એ સિવાય એ કામ ન આપી શકે.

એટલે પેસરીના સંપૂર્ણ ઉપયોગની પાછળ જે શ્રમ લેવાય એ શ્રમનો બદલો મળતો નથી. સંતતિનિયમનનાં સાધનોના હિમાયતીઓ પણ એટલું તો કહે છે જ કે પતિ પત્ની સંપૂર્ણતઃ કાળજી રાખનારાં હોય તોયે પેસરી ઉપર એમણે સંપૂર્ણ સફળ એવા સંતતિનિયમનના

સાધન તરીકે કાંઇ ભરોંસો ન મૂકવો જોઇએ. પરંતુ અકસ્માત અને અણુધાર્યા સંતાનને માટે તૈયાર રહેવું જોઇએ,

૩ : પેસરીના વપરાશની ત્રીજી મુશ્કેલી શારીરિક છે. આપણને એ જોઇને ખરેખર ખેદ થાય છે કે પેસરીની ચુસ્ત હિમાયત કરનારાઓ પોતે આ ગંભીર બાબતનો ક્યાંય ઉલ્લેખ નથી કરતા. મેં જ્યારથી આ મુશ્કેલી જાણીને જાણકાર દાક્તરો પાસેથી એની ખાતરી કરી ત્યારથી મને તો પેસરીની હિમાયત એક મહત્ત્વની વિગત ઉપર ઢાંકપિછોડો કરીને થઇ રહેલી વાત જેવી જ લાગી છે.

એ શારીરિક મુશ્કેલી આ છે : પેસરીનો ઉપયોગ સ્ત્રીશરીરના અતીવ કોમળ ભાગ ઉપર અંગુલિ સ્પર્શ કરનારો હોવાથી, તેમ જ એ કોમળ ભાગ ઉપર ગમે તેવી પોચી ને લીસી છતાં જડ વસ્તુ મૂકનારો હોવાથી તે પ્રદરનો રોગ પણ ઉભો કરે છે.

પ્રદરનો રોગ એ સ્ત્રીને માટે ઘણો બૂરો રોગ છે. એ રોગ પોતે જ ગર્ભાધાનનો વિરોધ કરનારો છે. ઘણી વાર તો જેને પેસરીના ઉપયોગથી સંતતિ નથી થઇ એવો દાવો કરવામાં આવતો હોય છે તે સ્ત્રીને હકીકતમાં તો પ્રદરના રોગથી જ સંતતિ નથી થતી એવું બને છે.

પ્રદર એટલે સ્ત્રીનું રજસ અને સ્ત્રીનું સત્ત્વ બહાર વહી જાય એ. આ રોગની ઉત્પત્તિ કાં તો સ્ત્રીના શરીરની સામાન્ય નબળાઇથી થાય છે અથવા તો કોમળ ભાગો ઉપરના સ્થૂલ કે જડ સ્પર્શથી થાય છે.

પ્રદરનો રોગ જેને થાય છે એની આંખો ઝાંખી પડી જાય છે, એની આંખોને ફરતી કાળી દાઝ પડે છે, ચહેરો કરમાયેલા જેવો ને ઘણી વાર અકાળવૃદ્ધ જેવો લાગે છે, એની કમર ફાટે છે, કરોડ દુઃખતી રહે છે, મગજ નબળું પડે છે. એમાંથી એને હિસ્ટીરિયા પણ થાય છે. પ્રદર જેને થાય છે એ સ્ત્રીને જીવનમાં રસ રહેતો નથી, દાંપત્ય જીવ્યા પહેલાં એ નારીત્વ હારી જાય છે.

આ ઉપરાંત આપણા સમાજમાં પેસરીની સામે એક ચોથી મુશ્કેલી છે. મોટાં શહેરોમાં તો પેસરી મળી શકે. પણ ગામડાંઓમાં ને નાનાં ગામોમાં ક્યાંથી મળે ? મળે તો સ્ત્રીથી રાખવી જોઈતી એની પાછળની ચીવટ એ ન રાખી શકે. એટલે આપણે તો આપણા દેશની સ્ત્રીઓનો બહોળામાં બહોળો વર્ગ જેનો નિઃસંકોચ અને નિરપવાદ ઉપયોગ કરી શકે એવા જ ઉપાયની વિચારણા કરવી જોઈએ છે.

પેસરી અને એના પક્ષાપક્ષનું વિસ્તૃત પરંતુ આપણા ખપ જોગું વિવરણ કરીને આ પત્ર સમાપ્ત કરૂં.

તારા મોટાભાઈ અવિનાશના
આશીર્વાદ.



પત્ર બારમો

## યાંત્રિક સાધનો–પેડ અને ડ્રૂમ

**ચી. નાની બહેન,**

સંતતિનિયમનનાં યાંત્રિક સાધનોમાં મેં તને પેસરી વિષે ગત પત્રમાં લખ્યું. આ પત્રમાં 'પેડ' અને 'ડ્રૂમ' વિષે લખું છું.

પેસરીનો, કવીનાઈનનો અને ડૂશનો જેઓને ઉપયોગ ન કરવો હોય તેઓને 'પેડ'નો ઉપયોગ કરવાની સલાહ આપવામાં આવે છે. જેઓને પેસરીનો ઉપયોગ એને 'શીટ' પહેરવાની અણઆવડતને લીધે અણગમતો હોય, જેઓને પેસરીની સાથોસાથનો ડૂશનો વિધિ કઢંગો કે કંટાળાભર્યો લાગતો હોય, તેઓ 'પેડ' વાપરવા ધારે તો વાપરી શકે છે.

'પેડ' એટલે રૂનું પડ. એને ગર્ભાશય ઉપર ઢાંકી દેવામાં આવે તો એ પણ શુક્રનો અવરોધ કરી શકે છે.

'પેડ'ને સંતતિનિયમનના સાધન તરીકે વાપરવું હોય તો એને તૈયાર કરવાનું હોય છે. એક 'પેડ'ને નીચેની રીતે તૈયાર કરવામાં આવે છે :

સારૂં મજાનું ચોખ્ખું 'એન્ટીસેપ્ટીક' રૂ લેવું: 'એન્ટીસેપ્ટીક' રૂ એટલે જખમ ઉપર પાટાપીંડી કરવા માટે બજારમાં તૈયાર 'કોટન વૂલ' મળે છે તે. તેને લગભગ ત્રણ ઈંચ સમચોરસ પાથરવું. બજારમાં પાટાપીંડી કરવાને માટે તૈયાર 'લીન્ટ' મળે છે એ, તેની ઉપર લીન્ટના ચારે છેડા જરા વધારે બહાર નીકળે એમ, પાથરવું. આ પછી આને બેવડવું. એટલે ઉપર લીન્ટ આવે ને અંદર કોટનવુલ આવે એમ. આ 'પેડ' ઉપર ત્યારપછી વેસેલીન ચોપડવું અને વેસેલીન ઉપર બોરીક એસીડ ભભરાવવું. આ તૈયાર 'પેડ' થયું. હવે એને સ્ત્રીએ 'પેસરી'ની જેમ પહેરવાનું. આમાં કોઈ કોર કિનાર નથી જોડવાની રહેતી. પરંતુ ગર્ભાશયનું મુખ બરાબર ઢંકાય એટલી જ સ્ત્રીએ કાળજી રાખવાની રહે છે.

આ 'પેડ'ને વળતે દિવસે નહાતી વખતે કાઢીને ફેંકી દેવું. પેસરી કરતાં આ પેડનો ઉપયોગ વધારે સહેલો છે. એમાં થોડી પૂર્વ-તૈયારી જોઈએ છે. પણ પાછળનો કોઈ લાંબો વિધિ નથી.

આના ઉપયોગની તરફેણમાં એક બે વાતો છેઃ એક તો એ કે એમાં એવી કોઈ તીખી કે જલદ વસ્તુ નથી જે અંદરના કોમળતમ અવયવોને વધારે આળા બનાવે કે કોઈ ઈજા કરે. બીજી વાત એ છે કે એનાથી ગર્ભાશયનાં કોઈ ખાસ દરદો થવાનો સંભવ નથી, તેમ કોઈ દરદને વધવાનું કારણ મળે એમ નથી.

'પેડ'ને માટે એમ પણ કહી શકાય કે એનામાં શુક્રનિરોધની શક્યતા કોઈ પણ યાંત્રિક સાધન કરતાં વધારેમાં વધારે છે. એક તો

એને સ્થાનભ્રષ્ટ થવાના સંયોગો ઓછા છે. બીજું એ કે સર્વાઇકલ ડાયાફ્રામ એટલી જાડી છે કે એની આરપાર થઇને શુક્રજંતુને જવાનો સંભવ ઘણો ઓછો છે. ત્રીજી વાત એને પહેરવાની સરળતાની છે. પેસરીની જેમ એને જોવા જાળવવાની જરૂરત રહેતી નથી. એકંદરે એ પેસરી કરતાં સસ્તી પણ ઘણી છે.

એકલા કોટન વૂલનો પણ પેડ તરીકે ઉપયોગ કરનારા કરે છે. કોટન વૂલનો ટૂકડો લઇને એમ ને એમ પાણીમાં કે બોરીકના લોશનમાં બોળીને પહેરી લે છે. પણ એકલું કોટન-વૂલ પહેરનારે અંદર એની ટોકટી ન વળી જાય એનાથી બહુ સચેત રહેવું પડે છે. નિત્યના ઉપયોગ માટે એનો ઉપયોગ સફળ થવાની સંભાવના ઓછી રહે છે. માત્ર એના ઉપયોગ માટે બીજાં જે સાધનો નિયમિત વાપરતાં હોઇએ તે તૂટી ખૂટી ગયાં હોય તો હંગામી વપરાશ તરીકે જ સાદા કોટન વૂલનો ઉપયોગ થઇ શકે.

પુરૂષને વાપરવાનું એક માત્ર સંતતિનિયમનનું સાધન એ 'કૂમ' છે. બાકીનાં તમામેતમામ સાધનો તો સ્ત્રીએ જ સમજવાનાં ને પહેરવાનાં છે. કૂમ એક માત્ર એવું યાંત્રિક સાધન છે કે એનો ઉપયોગ પુરૂષે કરવાનો છે.

કૂમ એ પુરૂષે પહેરવાનું સાધન છે. એ રબરની કોથળી છે. પુરૂષનું તમામ શુક્ર એમાં જ ઝિલાઇ જાય, એવો એની રચનાની પાછળ ખ્યાલ છે.

'કૂમ' એ બરાબર ફીટ થવું જોઇએ. એ જો પોચું રહેતું હોય તો લપસી પડવાની બીતિ રહે છે. તંગ હોય તો ફાટી જવાનો ભય રહે છે. પાતળામાં પાતળા રબરનું એ બનાવ્યું હોય છે એટલે અમુક અંશે તકલાદી પણ મનાય ખરૂં. સંતતિનિયમનનાં સાધનોમાં એની અગત્યની જગ્યા છે પણ એનો ઉપયોગ માન્ય નથી અને ઉપયોગ

કરવાની કોઇ હિમાયત પણ નથી કરતું. ક્યાંક ક્યાંક 'પેસરી'ના મદદગાર સાધન તરીકે એનો ઉપયોગ થાય છે.

સંતતિનિયમનના યાંત્રિક સાધનોની મારા બે પત્રોમાં મેં લાંબી નોંધો લીધી છે. એ નોંધોમાં એક વાત તને દેખાઇ શકી હશે. તેં વારંવાર 'સંભવ', 'સંભાવના', 'શક્યતા' વગેરે શબ્દો જોયા હશે અને તારા મનમાં એમ શંકા પણ જાગી હશે કે સંતતિનિયમન અંગેનું કોઇ પણ એક સર્વાંગ સફળ યાંત્રિક સાધન હું તને કેમ નહિ બતાવતો હોઉં?

પણ બહેન! વાત તો એવી છે કે સંતતિનિયમનનું સોએ સો ટકા ચોક્કસ સાધન હજી સુધી શોધાયું જ નથી. જે સાધનો છે તે બધાં કે તેમાંથી કોઇ એવું નથી કે જેને માટે એવો દાવો કરી શકાય કે એ રામબાણ છે:

આનાં કેટલાંક કારણો છે:

એક તો એ કે સ્ત્રીના રજસનાં અંડો આઠ આઠ, દશ દશ કે બાર બાર દિવસ કે એથીયે વધારે સચેત રહે છે.

બીજું એ કે પુરૂષના એક જ વખતના વીર્યમાં એટલાં બધાં સચેત જન્તુઓ હોય છે કે જો એ સર્વને અવકાશ મળે તો એકી સાથે આખી દુનિયાની સ્ત્રીઓ સગર્ભા બની જાય. પુરૂષનું શુક્રજંતુ અણુથીયે બારીક, ગર્ભાશય તરફ સતત ગતિમાન રહેનારૂં અને અઢાર, અઢાર વીશ વીશ કલાક સુધી સચેત રહેનારૂં છે.

ત્રીજું એ કે યાંત્રિક સાધનો કેવળ અવરોધનાં સાધનો છે. એની જાતમાં, જડમાં કે ગોઠવણીમાં ક્યાંક અણુ જેટલીયે શરતચૂક થઇ જાય તો શુક્રના એક પણ જંતુને ગર્ભાશયમાં પ્રવેશ કરવાની તક મળે, અને આ એક જન્તુને એક અંડ મળે એટલે ગર્ભાધાન થાય. પુરૂષના શુક્રમાં હોય છે કરોડો વીર્યજન્તુઓ. એમાંથી એક જંતુ

એક અંકમાં સ્થાન પામે એ પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ અસંભવિત નથી લાગતું.

એટલે જ સંતતિનિયમનનાં સાધનો નિયમિત વાપરનાર સ્ત્રીને એ વપરાશ દરમ્યાન ગર્ભ રહેશે જ નહિ, એમ કહી શકાય એવું નથી. વધારેમાં વધારે એટલું કહી શકાય કે સંતતિનિયમનનાં સાધનોના વપરાશથી ગર્ભ રહેવા કરતાં ન રહે એ વધારે બનવા જોગ છે.

આજે આટલું જ.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.



પત્ર તેરમો

## રાસાયનિક ઉપચારો

ચી. નાની બહેન,

સંતતિનિયમનનાં યાંત્રિક સાધનો સિદ્ધહસ્ત નથી અને એના વપરાશ છતાંયે અણુનોતરી સંતતિ થવાની સંભાવના તો રહે છે જ, એમ જાણીને તને સંતતિનિયમનના રાસાયનિક ઉપચારોથી વાકેફ થવાની ઇચ્છા થશે.

અહીં પણ સ્થિતિ તો એ જ છે. હજી સુધી કોઇ પણ રાસાયનિક સાધન એવું તો નથી શોધાયું કે જે અણિશુદ્ધ સફળ થાય. રાસાયનિક ઉપચારોમાં જેમ યાંત્રિક સાધનો જેટલી જ સંભાવનાનું પ્રમાણ રહે છે, તેમ એના ઉપયોગમાં પ્રમાણમાં સરળતા છે એટલે હમણાં હમણાં એની હિમાયત પણ થઇ રહી છે.

રાસાયનિક સાધનોનો સિદ્ધાન્ત એ છે કે શુક્રજંતુઓનો નાશ કરવો. આ નાશ કરવાને માટે જે રસાયન જોઇએ તે પાછું એટલું જલદ ન હોવું જોઇએ કે મર્મસ્થળને પ્રતિકૂળ અસર કરે.

રાસાયનિક સાધનો બે પ્રકારનાં હોય છે. બન્ને પહેરવાનાં જ હોય છે. એક પ્રકાર શુક્રજંતુઓનો શીઘ્ર નાશ કરે છે. બીજો પ્રકાર સાબુના પરપોટા જેવાં ફીણ જમાવે છે અને શુક્રજંતુઓને મૂંઝવી, થકવી બહાર કાઢી નાંખે છે.

સંતતિનિયમનની રાસાયનિક દવાઓ પહેરવાની જ હોય છે. એ તત્કાળ વાપરી શકાય એવા સ્વરૂપમાં બજારમાં વેચાતી મળી શકે છે.

રાસાયનિક સાધનો જો વાપરવાં હોય તો કોઇ જાણીતા દવા બનાવનારાનાં લેવાં. કેમ કે સંતતિનિયમનની દવાઓની માંગ એટલી બધી વધી ગઇ છે કે એના વેપારમાં જાહેર જનસેવા કરતાં નફાખોરીનું તત્ત્વ વધારે અને વધારે પ્રમાણમાં પ્રવેશતું જાય છે.

સંતતિનિયમનના રાસાયનિક ઉપચારો કરવાનું નક્કી થાય તો નીચેના બે મુદ્દા ઉપર કોઇ જાણીતા રસાયનશાસ્ત્રીની સલાહ મેળવ્યા પછી જ દવાની પસંદગી કરવી.

જે બે મુદ્દાઓ નક્કી કરવાના છે તે એ છે કે એના વપરાશથી મર્મસ્થાનની ચામડી ઉપર કશી અસર ન થવી જોઇએ. બીજો મુદ્દો વધારે મહત્ત્વનો છે અને રાસાયનિક ઉપચાર કે દવાનું ભયસ્થાન એ છે. તે મુદ્દો એ છે કે એ દવામાં જંતુનાશક દવાનું પ્રમાણ કેટલું અને એ દવાનો પ્રકાર કેવો એ બરાબર સમજી લેવું.

આ મુદ્દો મર્મસ્થાનની વિશિષ્ટ રચના અંગેનો છે. આ વિશિષ્ટ રચના ઉપર કશી અસર ન કરે એ ખાસ લક્ષમાં રાખવી જોઇતી વાત છે. જો એ અંદરની મખમલ સરખી પાતળી રેષા જેવી કરચલીઓને તોડનારી દવા હોય, એ કરચલીઓને મુલાયમ અને સ્નિગ્ધ રાખવાને બદલે બરડ ને જરઠ બનાવતી હોય તો એ દવા વાપરવી

ન જોઇએ. સ્ત્રીની કામેષણાની સંપૂર્ણ તૃપ્તિના અને દાંપત્યજીવનના આપઘાતનો આ રાહ છે.

સ્ત્રી પોતાના પતિ મારફત, દવા વેચનારા નહિ પરંતુ નિખાલસ હોય એવા કોઇ કોલેજના પ્રોફેસર, રસાયણશાસ્ત્રના વિષય સાથે પાસ થયેલા બી. એ. કે એમ. એ. મિત્ર, વિદેશી દવાના રસાયન-વિજ્ઞાનથી માહિતગાર હોય એવા અનુભવી દાક્તરની સલાહ લઇને દવા લે. કેમકે તેઓ જ આવી સલાહ આપી શકે અને આપે.

રાસાયનિક ઉપચારોની પસંદગીમાં સ્ત્રીના મર્મસ્થાનની રચનાને ઇજા ન કરે એવા, જલદ ન હોય એવા જ ઉપચારની પસંદગી કરવી એ સરવાળે હિતકર છે.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.

卐

પત્ર ચૌદમો

## દવાઓ

**ચી. નાની બહેન,**

તું જો છાપાંઓ ઉપર નજર ફેરવતી હોઇશ તો તને દેખાશે કે આજકાલ છાપાંઓમાં સંતતિનિયમન માટે સ્ત્રીઓએ પીવાની દવાઓની છૂટથી જાહેર ખબરો આવે છે. તને મનમાં ને મનમાં મારી આટલી લાંબી લાંબી ચર્ચાઓ ઉપર હસવું જ આવતું હશે કે: ' જો હું સંતતિનિયમનનો રસ્તો લઉં, તો આ તૈયાર દવાઓ પી જ ન લઉં ? શા માટે સાધનો વાપરવાની કડાકૂટમાં ઉતરું અને શા માટે મોટાભાઇના કાગળો વાંચવાની ને એના ઉપર વિચાર કરવાની નકામી તકલીફ જ લઉં, ભલા ? '

અનાદિ કાળથી માણસ ઓછી મહેનતે વધારે લાભ ઉઠાવવાની મનોવૃત્તિ સેવતો આવ્યો છે. અનાદિ કાળથી પૈસા બચાવવા કરતાં મહેનત બચાવવાની વાત માણસને વધારે પ્રિયકર લાગી છે. કૂવામાંથી જાતમહેનતે ઘડે ઘડે પાણી કાઢી, પાઈ પૈસો બચાવવાની વાત કરતાં સો રૂપિયાનો હેન્ડપંપ નાંખીને કાચી ઘડીમાં બેડું પાણી ભરી લેવાની વાત માણસને વધારે સગવડભરી અને સરવાળે ઓછી ખરચાળ ભાસતી રહી છે.

એટલે તું તારા મનમાં મારો આવો ઉપહાસ કરતી હોય તો મને નવાઈ ન લાગે. પરંતુ મારે તને આ દવાઓ વિષે થોડીક વાત કરવી તો રહે જ છે.

સ્ત્રીઓએ પીવાની દવાઓ સંતતિનિયમન કઈ રીતે કરી શકે એ સમજવું જોઈએ.

સ્ત્રીના રજસનાં અંડોને અંડાશયમાં ઉત્પન્ન થતાંની સાથે કે ગર્ભાશયમાં પ્રવેશ કરવાની સાથે નિર્જીવ બનાવી શકે એ દવાઓ સંતતિનિયમનની દવાઓ તરીકે કામ આવી શકે. જે દવાઓ આ અને આટલું કામ કરી શકે એ જરૂર કાર્યસાધક દવાઓ ગણાય.

કેટલીક વિલાયતી દવાઓના વેચનારાઓની એક સુંદર પ્રકૃતિ હોય છે. દવાની અંદર આવતાં દ્રવ્યો અને દ્રવ્યોનું પ્રમાણ તેઓ શીશી ઉપર જ લખે છે.

સંતતિનિયમન માટેની દવા વેચનારાઓ પણ જો આ અનુકરણ કરવાજોગ રસમ સ્વીકારતા હોય તો બેશક આપણે તરત જ નિર્ણય કરી શકીએ.

પરંતુ એમ થતું નથી. શા કારણે એમ થતું નથી એ જાણવાનું કામ આપણું નથી. આપણે તો માત્ર એટલું જ જોઈએ છીએ કે બજારમાં વેચાતી દવાઓનાં દ્રવ્યો આપણે જાણતાં નથી.

એટલે ખાવાની દવાઓનાં જે થોડાં ભયસ્થાનો છે એનો આપણે વિચાર કરીએ.

સ્ત્રીવર્ગ ગર્ભાશયના એક દરદને ' છોડ 'ના નામે ઓળખે છે. ગર્ભાશયની અંદરની ચામડી પોતાની રબર જેવી સ્થિતિસ્થાપકતા ગુમાવે, અને જ્યારે આમ થાય ત્યારે ગર્ભાધાન પછી બંધ થતા માસિકના લોહીનો ભરાવો ગર્ભાશયમાં થતો રહે. સાથોસાથ ગર્ભાશયમાં પાણી પણ ભરાય. આ ભરાવાને અવકાશ આપવા માટે ગર્ભાશયની ચામડીને ખેંચાવું પડે. પરંતુ ચામડીએ જો પોતાની સ્થિતિસ્થાપકતા ગુમાવી હોય તો એ ખેંચાય નહિ. પરિણામ એ થાય કે દોઢ બે માસે આ બધો સંગ્રહ બહાર નીકળી જાય. પછી તો ખાસ યોગ્ય ઉપચારો ન થાય ત્યાંસુધી સ્ત્રીનું ગર્ભાશય ગર્ભબીજને સંઘરી જ ન શકે. આને ' છોડ ' કહેવાય.

અલબત્ત, આને સંતતિઅવરોધક તરીકે ઓળખાવી શકાય. પરંતુ એને સંતતિનિયમન તો ન જ કહી શકાય. સંતતિનિયમન તો ગર્ભનું બીજ બંધાયા પહેલાં જ નિયમન કરે. એક વાર બીજ બંધાયા પછી પરિપૂર્ણકાળે—નવ માસ ને નવ દિવસે નિર્વિઘ્ન અને સુખકર પ્રસૂતિ દ્વારા તંદુરસ્ત સંતાનના જન્મને જે કોઈ વાત અશક્ય બનાવે એને એક યા બીજા પ્રકારનો ગર્ભપાત જ કહેવો જોઈએ.

સંતતિનિયમનની દવા લેતાં લેતાં સ્ત્રીને આવી રીતે ' છોડ ' ન થઈ જાય એની કાળજી રાખવી જરૂરની છે.

' છોડ 'નું દરદ એ સ્ત્રીઓ માટે ઘાતક ન હોય તોય અતીવ ક્રૂર દરદ છે સ્ત્રીના સ્ત્રીત્વનું, સ્ત્રીની શારીરિક શક્તિનું એ શોષક છે. ' છોડ 'નો રોગ સ્ત્રીના શરીરમાંથી ગર્ભનિમિત્તનું વધારાનું પોષણ લે છે અને તે લઈને ભરખી જાય છે.

ગર્ભાશયની ચામડી ઉપર અસર કરવાને બદલે ગર્ભમાં જમા થતા લોહી અને પાણીના ગુણ ઉપર અસર થાય. એમાં જોઈએ તે

કરતાં અનેકગણી ગરમી આવે ત્યારે ગર્ભબીજ બે ત્રણ માસ રહીને બફાઇને ગર્ભાશયની ચામડીથી વિખૂટું પડી જાય, અપક્વ દશામાં એ બહાર નીકળી જાય અને એને ગર્ભપાત કહેવાય.

એટલે સંતતિનિયમનની દવાઓની જાહેર ખબરોથી દોરાવા પહેલાં જરા ઠંડા ચિત્તે વિચાર કરવો જોઇએ છે. સંતતિનિયમનની જે કાંઇ સાચી દવા હોઇ શકે એ સ્ત્રીના રજસના અંડમાં શુક્રજન્તુના પ્રદેશ પહેલાં સીધી અસર કરનારી હોવી જોઇએ. કેવળ માસિક નિયમિત આવવાથી જ ગર્ભનું બીજ નથી બંધાતું એમ માનવું નહિ જોઇએ. સંતતિનિયમનની દવાનો દાવો માસિક નિયમિતપણે લાવવાનો ન હોવો જોઇએ. માસિક નિયમિત આવતું હોય તો ગર્ભ નથી રહ્યો એ વાત બરાબર. પરંતુ ગર્ભ નથી જ રહ્યો કેમકે માસિક નિયમિત આવે છે એ સમજણ બરાબર નથી.

ગર્ભનું બીજ બંધાયા પહેલાં જ દવાએ કામ કરવું જોઇએ અને એ કામ નિર્દોષ હોવું જોઇએ. ગર્ભનું બીજ બંધાયા પછી તો ગર્ભનો વિકાસ થવા દેવો એ જ સ્ત્રીની તંદુરસ્તી માટે હિતકર છે.

આટલા માટે જે વાત રાસાયનિક ઉપચાર સંબંધે કરી તે જ આ દવાઓ માટે પણ કરવી પડે છે. જે દવાઓની બનાવટ ઉઘાડી ન હોય તેવી દવાઓ વાપરવી નહિ એ સૌથી સારી વાત છે. વાપરવી હોય તો અનુભવી રસાયનશાસ્ત્રી મારફત એની ક્રિયા પ્રક્રિયા સમજીને પછી જ વાપરવી.

તું કહી શકે કે એ વાત અશક્ય છે. કેમકે આજના હરિફાઇના ધંધામાં કોઇ પોતાની બનાવટ ખુલ્લી કરે નહિ. તેમ દરેક સ્ત્રીને રસાયણશાસ્ત્રી પાસે જઇને સલાહ મેળવવી પણ પાલવે નહિ.

હું માનું છું કે આ કામ પ્રતિષ્ઠિત સ્ત્રીસંસ્થાઓનું છે. એમણે રાસાયનિક ઉપચારો અને પીવાની દવાઓનું પૃથક્કરણ કરાવવું જોઇએ

અને રસાયણશાસ્ત્રીના એ વિષેના અહેવાલને જાહેરની જાણ માટે પ્રગટ કરવો જોઈએ.

સંતતિનિયમનનો દાવો કરતી દવાઓના વેચનારાઓએ પણ આ દવાઓના સવાલને આ દૃષ્ટિથી વિચારવો જોઈએ. એમના વેપારી નફાનો સવાલ એમણે વિચારવો નહિ જોઈએ એમ નહિ, પરંતુ દવાઓ વાપરનારની જીવનભરની તંદુરસ્તી અને ઘણું ખરૂં તો ખુદ જીવનની આવરદા જ એમની દવાઓ ઉપર છે. એટલે એમના ગ્રાહકોના હિતના સવાલને તેઓએ ગૌણ નહિ ગણવો જોઈએ.

બીજું કાંઈ નહિ તો કમમાં કમ તેઓએ એટલું તો કરવું જોઈએ કે સરકારી રસાયનશાસ્ત્રી પાસે પોતાની દવાઓનું પૃથક્કરણ કરાવીને એ દવાઓ નિર્દોષ છે અને એનાથી ગર્ભાશયનાં દરદો થવાની સંભાવના નથી એટલું તો પ્રમાણપત્ર એમણે મેળવવું જ જોઈએ છે.

પરંતુ આ બેય ઇષ્ટ સિદ્ધિઓ હું સૂચવું છું છતાં નજીકના ભવિષ્યની હોય એમ તો મને નથી લાગતું. છેવટે એ તારા હાથની તો વાત નથી. એટલે તારે શું કરવું ?

તારે કોઈ નિષ્ણાત રસાયણશાસ્ત્રીના અભિપ્રાય મેળવ્યા સિવાય આવી દવાઓ નહિ વાપરવી એમાં જ તારૂં કલ્યાણ છે.

તારા મોટાભાઈ અવિનાશના
આશીર્વાદ.



પત્ર પંદરમો

## સ્ફૂટ વિચારણાઓ

ચી. નાની બહેન,

મારા અત્યારસુધીના પત્રોદ્વારા મેં તને સંતતિનિયમનની અત્યારની પ્રચલિત પદ્ધતિની રૂપરેખા આપી છે.

એ રૂપરેખા સંપૂર્ણ છે એમ હું કહેતો નથી અને તારે માનવું યે નહિ. સંપૂર્ણ રેખાઓ દોરવાને માટે મારામાં જે લાયકાત હોવી જોઈએ એ મારામાં નથી. જો હું એ વિષયનો અનુભવી દાક્તર હોઉં, જો મેં દેશપરદેશમાં ચાલતાં સંતતિનિયમન ગૃહોનાં પરિણામોનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો હોય, જો હું પારંગત માનસશાસ્ત્રી હોઉં; અને વિચક્ષણ તેમજ સાધનસંપન્ન રસાયનશાસ્ત્રી હોઉં તો જ હું સંતતિનિયમન વિષેની સંપૂર્ણ રેખાએ આંકી શકું.

પરંતુ હું તો એક સામાન્ય માણસ છું. સંતતિનિયમન વિષે લખવાની મારી લાયકાત તારી હિતકામનાની નજરે સંતતિનિયમનનાં અત્યારસુધી પ્રગટ થયેલાં પુસ્તકોનું વાચન અને થોડા દાક્તરમિત્રો અને વૈદ્યમિત્રો સાથેની વિચારોની આપ-લે પૂરતી જ છે. પરંતુ મને એટલો વિશ્વાસ છે કે તને માર્ગદર્શન કરાવી શકું, પક્ષાપક્ષથી પર એવી દૃષ્ટિ આપી શકું અને એક સામાન્ય ગૃહિણીને જરૂર જોગ માહિતી આપી શકું એટલું તો હું કહી-લખી શકું છું. મને તો જેટલું તારૂં હિત હૈયે છે, જેટલી તારી માનસિક ને શારીરિક સુખાકારી હૈયે છે, એટલો સંતતિનિયમનનો આગ્રહ પણ હૈયે નથી. અધૂરી માહિતીવાળું પણ સંતતિનિયમનનું સાધન તારે વાપરવું જ જોઈએ એમ કહેવાને બદલે હું તો તને એમ જ કહું છું કે જેની તને પૂરી

માહિતી ન હોય, જેનો ઉપયોગ તને પૂરો ફાવતો ન હોય એવું સાધન તારે કંઇ પણ વાપરવું જ નહિ.

સંતતિનિયમન માટેના આજકાલનાં ઉપલબ્ધ સાધનોના આપણે ચાર વિભાગો પાડયા: (૧) શસ્ત્રક્રિયા; (૨) યાંત્રિક; (૩) રાસાયનિક અને (૪) પેટંટ તથા બજારૂ દવાઓ.

શસ્ત્રક્રિયા એ સંતતિનિયમનનો સંપૂર્ણ સફળ ઉપાય ગણાય. સફળ એ રીતે કે એ કેવળ નિયમન કરે છે એટલું જ નહિ પરંતુ સંતાનોની ઉત્પત્તિને કાયમને માટે રોકી રાખે છે. સંતતિનિયમન કયારે અને કેવા સંયોગોમાં સંતાનોત્પત્તિની કાયમી રૂકાવટ માગી લે છે એ વિષે હું આગળ ઉપર એક અલાહેદો પત્ર તને લખવાનો છું. એટલે કાયમી રૂકાવટના ગુણદોષ આપણે અહીં નહિ ચર્ચીએ.

પરંતુ એ કાયમી રૂકાવટ વિશિષ્ટ સંયોગોમાં ઇચ્છવા જોગ હોય તોયે સામાન્ય ગૃહજીવનમાં ઇચ્છવા જોગ નથી. શુદ્ધ દાંપત્ય દ્વારા પતિ પત્નીનું એકરૂપ થવું એ રોકે છે.

ગુણદોષના આંકડા મૂકી પતિ અને પત્ની ઉભય મળીને જો સંતાનની કાયમી રૂકાવટ જરૂરી માને તો એવી રૂકાવટના સંપૂર્ણ સફળ ઉપાય તરીકે શસ્ત્રક્રિયા કરાવવી જોઇએ.

સ્ત્રી કરતાં પુરૂષ ઉપર એ શસ્ત્રક્રિયા થાય તો ખુબ જ ઓછી તકલીફવાળી બને. એક તો પુરૂષ ઉપરની શસ્ત્રક્રિયા ઘણી સહેલી, ઘણી નજીવી ને ઘણી જ ઓછી તકલીફવાળી છે. સ્ત્રી ઉપરની શસ્ત્રક્રિયા એ મહત્વની શસ્ત્રક્રિયા મનાય છે. અને સ્ત્રીને એ શસ્ત્રક્રિયામાંથી સંપૂર્ણ આરામ થતાં વીશથી બાવીશ દિવસ લાગે છે. પુરૂષને એક બે દિવસમાં જ આરામ થાય છે.

કામેષણાની નૈસર્ગિક ધોરણે મુજબની તૃપ્તિ એ સ્ત્રીની માનસિક તંદુરસ્તી માટે જરૂરની છે. એટલે સ્ત્રી ઉપરની શસ્ત્રક્રિયા એને માનસિક રોગ પેદા કરનારી પણ નીવડવાનો સંભવ ખરો.

યાંત્રિક સાધનો સર્વદા સફળ થશે એમ માની શકાય નહિ. એ સાધનોની ફત્તેહ એ સાધનોની યંત્રવત્ પ્રમાણપુરઃસરતા ઉપર વધારે ભાગે અવલંબે છે. એની સૈદ્ધાન્તિક સચોટતાની સામે આટલી વ્યાવહારિક મુશ્કેલી છે.

યાંત્રિક સાધનોનો વપરાશ સ્ત્રીને પ્રદરના રોગોનું કારણ બની શકે છે. આ હકીકત એ સાધનોની સામેની દલીલ છે.

રાસાયનિક સાધનોના વપરાશમાં રાખવાની સાવચેતી એ છે કે એના વપરાશ પહેલાં મર્મસ્થાનની રચનામાં એ ભંગ કે જડતા લાવનારૂં નહિ નીવડે એની નિષ્ણાત રસાયનશાસ્ત્રી પાસે તપાસ કરાવ્યા પછી જ એનો ઉપયોગ કરવો જોઇએ.

બજારૂ દવાઓ વિષે પણ એટલી પદ્ધતિસરની તજવીજ કરવી જોઇએ કે એની કોઇ પણ ક્રિયા ગર્ભાશયને કે ગર્ભબીજને ઇજા ન પહોંચાડે.

આ રીતે સાધનોની ઉડતી સમાલોચના કર્યા પછી આપણે હવે બીજી અમુક વાતો વિષે થોડો વિચાર–વિનિમય કરીએ.

સંતતિનિયમન ગર્ભપાત દ્વારા કરી શકાય કે નહિ? જૂના કાળમાં છોકરીઓને દૂધ પીતી કરતા. તીર્થસ્થાનોમાં ગર્ભપાતો થતા. આજ પણ લગભગ દરેકેદરેક નાનાં મોટાં ગામમાં ને શહેરમાં કોઇ ને કોઇ હલકી ગણાતી કોમોમાંથી ઉંચી મનાતી કોમની સ્ત્રીઓને ગર્ભ-પાતની દવા આપે છે. ગર્ભપાત એ સંતતિનિયમન માટેનો રસ્તો ગણાય કે નહિ?

ગર્ભપાત એ સંતતિનિયમનનો રસ્તો નથી. ગર્ભપાત કરનારી માતા માનસિક સ્વસ્થતાથી એ રસ્તો સ્વીકારતી પણ નથી.

ગર્ભપાત એ ભ્રૂણહત્યા છે. જેને આપણે જીવ આપી શકીએ નહિ એને મારી શકીએ નહિ એ કુદરતના સુજનતાના કાનૂન મુજબ બાળહત્યા કે ગર્ભહત્યા કરવાનો અધિકાર આપણા સંસ્કાર ને સંસ્કૃતિના ધ્વજ નીચે ઉભેલામાંથી કોઇનેય નથી.

ગર્ભપાત એ શારીરિક દૃષ્ટિએ સ્ત્રીશરીરનો ઘાતક છે. એનાથી સ્ત્રીના શરીરમાં જીવલેણ રોગો પેદા થાય છે.

ગર્ભપાત એ કાયદાથી નિષિદ્ધ છે. સોવિયેટ રશિયા એક જ દેશમાં ગર્ભપાતને સંતતિનિયમનના સાધન તરીકે કાયદેસર સ્વીકારવામાં આવ્યો છે ખરો. પરંતુ ત્યાં પણ સામાન્ય તબીબી અભિપ્રાય નારી-શરીર ઉપરની એની વિષમ પ્રતિક્રિયાને કારણે વિરોધી છે.

સંતતિનિયમનનો અર્થ એ થાય છે કે બે બાળકોના જન્મ વચ્ચે મુકરર કરેલા ગાળા સુધીમાં ગર્ભાધાન ન કરવું. એટલે ગર્ભપાત એ સંતતિનિયમનના સાધનોની નિષ્ફળતા પૂરવાર થયા પછીની સ્થિતિ છે. તે એક રીતે આપણા ક્ષેત્રની બહાર છે. પરંતુ આપણે ત્યાં છૂપી રીતે ગર્ભપાતની એટલી બધી દવાઓ અને સલાહો શકય બની છે કે એને વિષે હજી જરા વિશેષ સમજવા પ્રયાસ કરીએ.

ગર્ભપાત શી રીતે થાય એ આપણે પહેલાં જોઇએ. અપકવ ગર્ભ ગર્ભાશયમાંથી બહાર નીકળી જાય ત્યારે ગર્ભપાત કહેવાય.

આપણે ત્યાં એક વર્ગ એમ માને છે કે ગર્ભમાં જ્યાં સુધી પ્રાણ-સંચાર ન થયો હોય ત્યાંસુધીમાં ગર્ભનો નિકાલ કરવાનું અનૈતિક નથી. એટલે કે જેને આપણાં બૈરાંઓ કસુવાવડ કહે છે. એ જો દવાથી કરવામાં આવે તો અજુગતું નથી. જેને આપણે 'અધૂરા દિવસે' પ્રસૂતિ થઇ એમ કહીએ છીએ. એ અનૈતિક છે : આવો એક મત આપણે ત્યાં છે!

હું પોતે તો ગર્ભાધાન થયા પછીથી તે પૂરા દિવસની નૈસર્ગિક અને નૈતિક પ્રસૂતિ વચ્ચેના ગાળામાં દવાથી ઈરાદાપૂર્વક જ્યારે પણ ગર્ભનો નિકાલ કરવામાં આવે એને ગર્ભપાત જ કહું.

ગર્ભાધાન રહ્યા પછી તો કુદરતી પ્રસૂતિ આવે એ જ સ્ત્રીની શારીરિક ને માનસિક સુખાકારી માટે હિતકર છે. એક ઇરાદાપૂર્વકનો ગર્ભપાત અનેક ન અવરોધી શકાય એવી કસુવાવડોને જન્મ આપે છે. 'સો સુવાવડ સારી પણ એક કસુવાવડ ખરાબ.' એ આપણા સ્ત્રીસમાજમાં ઘણી જ પ્રચલિત માન્યતા છે, અને એ સાચી છે. ગર્ભપાત કરતાં કરતાં જ જાન જવાની જે દહેશત છે તે એક બાજુએ મૂકીએ, તો યે એની પાછળ આવતા ગર્ભાશયના અનેક નાના મોટા રોગો સ્ત્રીનું આવરદા તો ઓછું કરે જ છે. તેં જો કોઈ કસુવાવડમાંથી ઉઠેલી સ્ત્રી જોઈ હશે તો તેં એટલું પણ જોયું હશે કે સ્ત્રીને થયેલી એક કસુવાવડથી એને જે શારીરિક કસર લાગે છે તેની અસર પાંચ વર્ષ સુધી નથી જતી.

સંતતિનિયમન તરીકેના રાહ તરીકે ગર્ભપાતની નિરૂપયોગીતા તો શારીરિક વૈજ્ઞાનિક નજરે પણ પ્રત્યક્ષ છે. ગર્ભપાત કે કસુવાવડ પછી એ સ્ત્રીને પહેલામાં પહેલી તકે ગર્ભ રહે જ છે.

એ રાહ નકામો છે. અસુખકર છે.

તારા મોટાભાઈ અવિનાશના

આશીર્વાદ.

卐

પત્ર સોળમો

# ગઈ કાલે ?

ચિ. નાની બહેન,

સંતતિનિયમન વિષે આપણે અત્યારસુધી જે વાતો કરી એનાથી તારા મન ઉપર એક છાપ પડી હશે કે ઇષ્ટ હો કે અનિ હો એ વાત બાજુએ રાખીએ, તો પણ આ સંતતિનિયમન પ્રવૃત્તિ સ્વરૂપે તો પાશ્ચિમાત્ય જ છે. એની પાછળની સંસ્કાર દૃષ્ટિ પણ પશ્ચિમની જ હશે એમ પણ તને લાગે.

તને આમ લાગે તો મને એનાથી નવાઈ ન લાગે. કેમ સંતતિનિયમનની આજકાલ થઈ રહેલી ચર્ચામાં વિલાયતી સાધનોન વપરાશની ચર્ચા મુખ્ય સ્થાન લે છે અને એ પરત્વેના વિલાયત પંડિતોના મતો સિદ્ધાન્તોનું સ્થાન લે છે.

આપણે ત્યાં પ્રગટ થઈ રહેલાં પુસ્તકોમાં પણ તને આવો જ દે દેખાશે. વિલાયતી અભિપ્રાયો, વિલાયતી નામો, વિલાયતી સાધનો વિલાયતી પંડિતો, વિલાયતી શાસ્ત્રો, વિલાયતી વૈદક,...આપણે જા નખશીખ વિલાયતી રંગે રંગાયાં છીએ.

જૂના કાળનાં શાસ્ત્રોમાં નહિ માનનારો પણ વિલાયતના શાસ્ત્રમ તો અંધશ્રદ્ધાળુ જ હોય છે! આજના નાસ્તિકની વ્યાખ્યા જો મા આપવી હોય તો હું એ વ્યાખ્યા એમ કરૂં કે આપણો નાસ્તિ એટલે વિલાયતી શાસ્ત્રોનો અંધભાવિક.

આમ આપણા જીવનના માનસિક અને શારીરિક રંગ વિલાયત બન્યા છે. એટલે સંતતિનિયમનની પ્રવૃત્તિનો વંટોળ પણ મૂળમ

સાગરપારનો અને અહીં ધૂંકીસો ધૂકાતો આવ્યો એમ તને લાગે તો એમાં નવાઇ નથી.

એક રીતે તારી માન્યતા સાચી પણ છે. સંતતિનિયમનની પ્રવૃત્તિનું અત્યારનું સ્વરૂપ વિલાયતી છે, એ સમજવાને માટે અંગ્રેજીનું જ્ઞાન જોઇએ છે. એનાં સાધનો વાપરવાને માટે અંગ્રેજી તાલીમ જોઇએ છે. એવાં સાધનોનાં નામ મોઢે રાખવાને માટે પણ અંગ્રેજી શબ્દો બોલવાની લઢણ જોઇએ છે.

અને વળી એનો સફળ ઉપયોગ કરવાને માટે પણ અંગ્રેજી રહેણીકરણી જોઇએ છે. એટલે તને આ બધું વિલાયતી વિલાયતી જ લાગે તો એમાં તારો દોષ નથી.

પરંતુ એથી જેઓને અંગ્રેજી રહેણીકરણીની તાલીમ નથી, જેઓને અંગ્રેજી વાચન–લેખનની આવડત નથી, એવી આપણી હજારો લાખો બહેનોને સંતતિનિયમન સંબંધે ન તો જ્ઞાન મળે કે ન તો એનો કોઇ લાભ મળે. એવી બહેનોને માટે–જેમનામાં આર્ય નારીત્વના ચોક્કસ આદર્શો છે, રહેણી–કરણી, લજ્જા, મર્યાદાના ચોક્કસ ધોરણો છે, એવી બહેનો અંગેનો સંતતિનિયમનનો સવાલ કેમ ઉકેલવો ?

જો સંતતિનિયમનને આપણે અનિવાર્ય ઉપયોગિતાવાળું માનતાં હોઇએ તો એને માટે માત્ર બે જ રસ્તા છે—કાં તો સંતતિનિયમનની પ્રવૃત્તિને અનુરૂપ થાય એ રીતે આપણા આર્યનારીત્વનાં ગૃહજીવનનાં અને સામાજીક રહેણીકરણીનાં ધોરણો બદલવાં જોઇએ, અને કાં તો સર્વ પ્રકારનાં ધોરણીની વચમાં પણ સંતતિનિયમનની પ્રવૃત્તિ રહી શકે એ રીતે એનાં રૂપરંગ બદલવાં જોઇએ.

પહેલું કામ અસાધ્ય તો નહિ પણ દુઃસાધ્ય તો છે જ. બીજું અસાધ્ય છે, દુઃસાધ્ય છે કે સુસાધ્ય છે એ આપણે જોઇએ.

હજારો વર્ષથી આપણે આ દેશમાં આવીને વસ્યાં છીએ. આપણી પ્રજા આજે દુર્બળ, પાંગળી કે અશુદ્ધ લાગતી હોય તોયે એક વાત તો ઐતિહાસિક હકીકત છે કે દુનિયાની તવારીખમાં આજ દિન સુધીમાં આપણા સિવાય બીજી કોઈયે પ્રજાએ સર્વ પ્રકારની પરંપરા, પોતાની વિશિષ્ટતા, પોતાના આદર્શ અને પોતાના સામાજીક જીવનની જાળવણી નથી કરી. પ્રજામાં નિરાળું વ્યક્તિત્વ સિંચનારી વાતો અને વસ્તુઓની અખંડ જાળવણી આપણા જેટલી ચીવટાઈથી અને સફળતાથી બીજી કોઈ પ્રજાએ કરી નથી.

ભૂતકાળમાં સમર્થ પ્રજાઓ થઈ ગઈ, વિદ્વાન પ્રજાઓ થઈ ગઈ, સાહસિક પ્રજાઓ થઈ ગઈ. એ સર્વનાં આજે નામોનિશાન પણ નથી મળતાં. ઉત્તર પ્રદેશમાં જ્યારે હિમપ્રલય થયો ત્યારે આપણા જ આદિ પૂર્વજોના સંગાથીઓ બીજાં ટોળાં લઈને નિકળ્યા હતા. આપણા પૂર્વજો જેમ હિન્દમાં આવી વસ્યા તેમ તેઓ ઈરાન, કોકેસસ, ગ્રીસ, રોમમાં જઈને વસ્યા હતા. એઓનાં પણ નામ ભૂંસાઈ ગયાં છે. માત્ર લોકકથા નહિ, પરંતુ ભૂસ્તરશાસ્ત્ર અને પ્રાચ્યશાસ્ત્ર દ્વારા ફલિત થતી તવારીખ પણ કહે છે કે છેક હિમપ્રલયથી માંડીને તે આજ દિનતક એક આપણી જ પ્રજા સંસ્કાર અને સંસ્કૃતિનું સાતત્ય જાળવી રાખી શકી છે—જ્યારથી પતિતપાવની ગંગામૈયાનાં નીર પણ નહોતાં ને જમનાનો પ્રવાહ પણ વહેતો નહોતો ત્યારથી.

આંતરરાષ્ટ્રીય કીર્તિ પામેલા ભૂગોળશાસ્ત્રીઓ આજે કહે છે કે ગંગા નદી એ કુદરતી નદી નથી, પરંતુ એ હિમાલયના જળસંગ્રહને આયાત કરવાની નહેર છે. જમના નદી એ પણ એક નહેર જ છે. આર્યોએ ગંગાનદીને પ્રગટાવી છે અને ગંગામૈયાનાં પાણી જ્યાંસુધી નિર્મળાં અને સતત વહેતાં હશે ત્યાંસુધી આર્ય પ્રજા સજીવ રહેશે.

પણ આ તો તદ્દન જ આડી વાત થઈ. ગંગા નદીને અને આપણા પ્રસ્તુત વિષય ને શું? ચાલો, એ વાત રહેવા દો—જો કે આર્યોના

જીવનપ્રવાહના પ્રતીક સમી બે નદીઓના તટ ઉપર જ યુગેયુગે આર્યોની લગ્નપ્રથામાં ફેરફાર થયા છે. મનુ અને ઇલાનાં લગ્ન ગંગા-કિનારે. શાંતનુ અને ગંગાનાં લગ્ન ગંગાકિનારે. પારાશર અને સત્યવતીનાં યમુનાકિનારે. ઉદ્દાલક મુનિનો આશ્રમ પણ ગંગાકિનારે. પાંડવો અને દ્રૌપદીનાં, અર્જુન અને સુભદ્રાનાં લગ્નો યમુનાકિનારે...... પણ રહેવા દો. તું યાદ કરીશ તો પૃથ્વીરાજ અને સંયુક્તા, પંડિત જગન્નાથ અને લવંગિકા, કાગા પહાડ અને ગુલશાના જેવાં બીજાં પણ અનેક ઉદાહરણો તને યાદ આવશે.

આ વાત તને અપ્રસ્તુત લાગશે. પણ બહેન, જરા થોભ અને વિચાર કર. તને એમ નથી લાગતું કે આટલાં આટલાં વર્ષોનું જીવનસાતત્ય સૂચવે છે કે આપણી પ્રજામાં કોઇક એવી તાકાત છે કે તે, જ્યારે બીજાઓ નાશ પામ્યા, ત્યારે આપણી પ્રજાને જીવન્ત રાખી શકી.

પ્રજાની જીજીવિષા અને વિવૃત્સાનો આખોયે પ્રશ્ન રસિક છે, પરંતુ આ સ્થાને અપ્રસ્તુત છે. કોઇક વાર હું આપણી પ્રજાની વહેતી ગંગા સમી જીવનસરિતા વિષે તને વાત કરીશ. અત્યારે તો આપણી વાત ઉપર ફરીને પાછો આવું.

આપણી પ્રજાએ હજારો વર્ષોના જીવનનો અનુભવ કર્યો છે. પ્રાગ્વૈદિક કાળથી એ વણઝાર ચાલી આવે છે. હવે કોઇ પણ સંયોગમાં દેશમાં પોષણનાં સાધનો કરતાં તો વધારે વસતિ સંભવી શકે જ નહિ. તો પછી દેશનાં સાધનોની મર્યાદામાં વસતિસંખ્યાને ટકાવવાનો આપણી પ્રજાએ કાંઇ પ્રયાસ કર્યો છે ? સામયિક, આર્થિક સંયોગોને વધારેમાં વધારે અનુકૂળ રહેવા માટે આપણી પ્રજાએ પદ્ધતિસરના કાંઇ પ્રયાસ કર્યા હતા ?

એટલે કે આપણી પ્રજાએ સંતતિનિયમન માટે કાંઇ વિચાર કર્યો હતો ? હજારો વર્ષથી જીવતી પ્રજાની તવારીખમાં આની અગત્ય કદિયે દેખાઇ હતી ? એ અગત્ય દેખાઇ હોય તો એમણે ભૌતિક,

રાસાયનિક કે તબીબી ધોરણે કોઇ રસ્તાઓ શોધ્યા હતા? એમણે ન શોધ્યા હોય તો શા માટે? શોધ્યા હોય તો આજે એ રસ્તાઓ છે કે એનાં ઉપર ઝાંખરાં ઉગી ગયાં છે?

તું વિચાર કરી જોજે. આવતા પત્રમાં હું આ વાતનું વિશેષ વિવરણ કરવાનો છું.

**તારા મોટાભાઇ અવિનાશના**

આશીર્વાદ.

卐

<u>પત્ર સત્તરમો</u>

## ગઇ કાલનું દાંપત્ય

**ચી. નાની બહેન,**

'ગઇ કાલ' નું મથાળું જોઇને તને અચરજ લાગેલ હશે. હું 'ગઇ કાલ' કોને કહું છું એ સમજાવું.

સંતતિનિયમનનો પ્રશ્ન મુખ્યત્વે નીચલા મધ્યમ વર્ગનો છે. નીચલા મધ્યમ વર્ગ ઉપર અંગ્રેજી તાલીમની દ્વિમુખી અસર થઇ છે. એના જીવનના ધોરણનું પ્રમાણ ઉંચું ગયું છે. એના આર્થિક સાધનનું પ્રમાણ નીચું ગયું છે. રોજેરોજ ટુંકો અને વધારે ટુંકો બનતો કોટ રોજ રોજ લાંબા અને વધારે લાંબા શરીર ઉપર તાણીતુષીને પણ પહેરવા મથનાર માણસના જેવી આજે નીચલા મધ્યમ વર્ગની સ્થિતિ છે. આ નીચલા મધ્યમ વર્ગે રહેણીકરણીનાં જૂનાં ધોરણો ત્યાગ્યાં છે. સંતતિનિયમન જે વર્ગનો વિશિષ્ટ સવાલ છે એ વર્ગે પ્રજા-જીવનના સાતત્ય સાથેનો સંપર્ક ખોયો છે. માટે જ એને આજે પોતાના

આદર્શથી માંડીને પગના જોડા સુધીની બધી વાતો બહારથી આયાત કરવી પડે છે.

આ વર્ગની હું વાત કરું છું એટલે જ જ્યારે જ્યારે હું પૂર્વજોની પરંપરાગત વાતોનો ઉલ્લેખ કરું છું ત્યારે 'ગઇ કાલ'થી કરું છું. એ પરંપરા 'ગઇ કાલ'ની બની ગઇ છે કે નહિ એ જુદો સવાલ છે. એને નીચલો મધ્યમ વર્ગ 'ગઇ કાલ'ની માની બેઠો છે એ હકીકત છે.

તું જરા દેશપરદેશમાં નજર નાંખીશ તો તને એક બીજી વાત પણ દેખાશે. તે એ કે દેશદેશમાં આજે સંતતિનિયમનની માહિતીની ભૂખ જાગી છે અને દેશદેશમાં જે વર્ગે પ્રજાકીય પરંપરાને 'ગઇ કાલ'ની માની લીધી છે અને એનો ત્યાગ કર્યો છે એ વર્ગનો આ સવાલ બની રહ્યો છે.

તને અચરજભર્યા જોગાનજોગ જેવી આ વાત લાગશે. પણ હકીકતમાં એમાં અચરજ પામવા જેવું નથી. એનું કારણ એ છે કે દરેક દેશની પ્રજાએ આહારવિહારની, રમતગમતની, રહેણીકરણીની નિયોજનામાં સંતતિનિયમનને જે સ્થાન આપ્યું હોય એ અનુભવનો બોધ પ્રજાકીય પરંપરાને 'ગઇ કાલની બનેલી મરેલી હકીકત' માનનારાઓને મળી શકે નહિ.

ત્યારે આપણે જોઇએ કે આપણા એ 'ગઇ કાલ'ના જીવનમાંથી આપણા વિષયને મદદગાર એવું કાંઇ મળી શકે છે ખરું?

સંતતિ એ દાંપત્યની સીધી ફલસિદ્ધિ છે, એટલે પહેલાં આપણે ગઇ કાલના દાંપત્યને વિચારીએ.

'ગઇ કાલ'ના દાંપત્યનો અનેકોએ અનેક રીતે વિચાર કર્યો હશે. પરંતુ સંતતિનિયમનની નજરે તો કોઇએ એને જોયું નથી. એ રીતે એ જોવા જેવું લાગે છે.

સંયુક્ત કુટુંબની અંદરનો વસવાટ નવા દાંપત્યના વ્યામોહ ઉપર મર્યાદા મૂકનારો છે. પરંતુ એની સંતતિનિયમન ઉપર અસર થઈ છે એમ માનવાનું કારણ નથી.

પરંતુ બે બાળકો વચ્ચે 'ઉવેલ'–ગાળો ટૂંકો ન થઈ જાય અને લાંબો રહે એ દૃષ્ટિએ યોજાયેલા કેટલાક સામાજીક પ્રબંધો અવશ્ય લક્ષમાં લેવા જોગ છે.

સ્તનપાન એ સંતતિનિયમનનું અતીવ મહત્ત્વનું અંગ છે. અમેરિકાનાં સંતતિનિયમનગૃહમાં માતાઓને સંતતિનિયમનના એક વ્યાવહારિક સાધન તરીકે બાળકને સ્તનપાન કરાવવાની સલાહ અપાય છે. અમેરિકામાં તો માતાઓ બાળકોને સામાન્યતઃ સ્તનપાન કરાવતી નથી, એટલે એની ખાસ સલાહ આપવામાં આવે છે.

નિષ્ણાતો એમ કહે છે કે માતા જો પોતાનાં બાળકોને નિયમિત સ્તનપાન કરાવતી હોય અને બાળકો જો દાંત આવીને ખાવા શીખે ત્યાંસુધી માતાના દૂધનું સીધું શોષ–પાન કરતા હોય તો માતાનો 'ઉવેલ' જરાયે ટુંકો ન થાય, બલકે ક્રમશઃ વધતો જાય. સ્તનપાન એ આપણા દાંપત્યમાં માતાનો અફર ધર્મ મનાયો છે. સ્તનપાન એ બે સંતાનો વચ્ચેના ગાળાનું નિર્ણાયક અંગ છે.

જ્યારે આ વસ્તુસ્થિતિ છે, ત્યારે માતાનું દૂધ વધારનારી આયુર્વેદિક દવાઓમાં અને પ્રયોગોમાં સંતતિનિયમન કરવાની કાંઈ અસર હોવી જોઈએ કે નહિ?

હું માનું છું કે હોવી જોઈએ. હું ચોક્કસપણે જાણતો નથી, પરંતુ આયુર્વેદના કોઈ નિષ્ણાત રસવૈદ્યને માટે અન્વેષણનું આ એક ક્ષેત્ર છે.

બે બાળકો વચ્ચેનો ગાળો આંકવાનું કેમ? પ્રજનન વિજ્ઞાનના અનુભવી દાક્તરો અનેક કેસોની તપાસ પછી કહે છે કે કોઈ પણ સ્ત્રીને પહેલી ત્રણ સુવાવડોમાં પહેલાં અને બીજાં, તથા બીજાં અને ત્રીજાં બાળકની વચ્ચે જે બે ગાળાઓ પડે તેનો સરેરાશ એ એનો પોતાનો

'ઉવેલ' બને. પહેલા અને બીજા, તેમ બીજા અને ત્રીજા બાળક વચ્ચેના બે ગાળાઓનો સરવાળો કરીને તેનું અર્ધ થાય એટલી મુદત એ સ્ત્રીને ત્યારપછી થનારા હરકોઇ બે બાળક વચ્ચે રહે.

આ લાંબી તપાસ ને આંકડાવાર ગણતરી પછી નક્કી થયેલી વૈદકીય હકીકત.

હવે આપણે આપણા ગઇ કાલના દાંપત્યના વહેવારમાં પહેલી ત્રણ સુવાવડોના સંયોગો જોઇએ.

ગઇ કાલના દાંપત્યજીવનમાં એક અનિવાર્ય અને કેવળ પતિ, પત્ની કે એમનાં કુટુંબો વચ્ચેનો જ નહિ પણ સમસ્ત નાતનો મનાયેલો વ્યવહાર હતો. એ સ્ત્રીની પહેલી ત્રણ સુવાવડો એમના પિયરમાં કરવાનો. આપણા પૂર્વજો કદાચ ત્રણ સુવાવડોની પાછળ આજે જે તબીબી સત્ય વૈજ્ઞાનિક રીતે સમજાયું છે તે નહિ જાણતા હોય. એમની પાસે આજનાં સાધનો ને સગવડો નહોતાં, પરંતુ લાંબા કાળના અનુભવે એમને આજે સાબિત થઇને પ્રમાણભૂત મનાયેલું સત્ય હૈયાઉકલતે સુઝાડયું હોય.

આપણા પૂર્વજો ખૂબ ખૂબ ડાહ્યા હતા એમ હું કહેતો નથી, તેમ આપણા પૂર્વજો મૂર્ખ હતા એમ પણ હું માનતો નથી. જે હોય તે હો. પરંતુ એક વાત છે કે જે વાત આજે વિજ્ઞાન સ્વીકારે છે એ વાતને તેઓએ વર્ષોથી એક સામાન્ય અને સામુદાયિક વહેવાર તરીકે અમલમાં મૂકી દીધી હતી.

સ્ત્રી પહેલી સુવાવડ કરવા પિયર જાય, ત્યાં સુવાવડ થાય, એ સુવાવડ દોઢ માસ ચાલે. સુવાવડને માટે પ્રસુતિ પછીનો આટલો લાંબો ગાળો આપણા સિવાય બીજે કયાંય નથી સ્વીકારાયો. ત્યારપછી પણ માબાપને ત્યાં છથી આઠ માસ રહે. દરમ્યાન બાળકને એ સ્તનપાન કરાવે માતા દૂધ વધારવાના ઉપચારો કરે લગભગ ત્રણે

સુવાવડોમાં આમ સરખું ધોરણ રહે. સંતતિનિયમનનું એક મહત્ત્વનું કાર્ય—માતાની તંદુરસ્તી સંરક્ષવાનું આ વ્યવહારથી બરાબર સધાતું.

આવી રીતે જ્યારે ત્રણ સુવાવડો પિયર થાય ત્યારે સ્હેજ ત્રણ સુવાવડ વચ્ચે અઢી ત્રણ વરસનો ગાળો પડે.

મને ખ્યાલ છે ત્યાંસુધી પિયર થતી સુવાવડોમાં પ્રસૂતિ પછી સ્ત્રીને માસિક દેખાય નહિ ત્યાંસુધી તો સાસરે મોકલતા જ નહિ.

અલબત્ત, આ વસ્તુની પાછળના મૂળ મર્મને સમજવામાં ન આવતાં ક્યાંક ક્યાંક ચીલો ચાતરાઇ ગયો હોય, દાખલા તરીકે સ્તનપાનની બાબતમાં ખાસ લક્ષ ન હોય તો ભૂલ થવી સાહજીક છે.

સુવાવડ પછીના પહેલા માસિકના અરસામાં દૂધ સૂકાવા માંડે. એ જો સુકાવા દીધું તો વાત પૂરી થઇ. પણ ખરી રીતે ત્યાં મક્કમ પ્રયાસની જરૂર રહે છે. એ સુકાવા સામે દવાઓના પ્રયોગો કરવા જોઇએ. દૂધનો ઝરો ચાલુ કરવાને—રાખવાને માટે સ્ત્રીએ હરહમેશ મહેનત લેવી જોઇએ.

ગઇ કાલના દાંપત્યમાંથી આપણને આજ પણ ઉપયોગી થઇ પડે એવી બે વાતો મળી, એના ઉપર તું વિચારજે. જ્યાં આ ધોરણો બરાબર પળાય છે, ત્યાંની અને જ્યાં નથી પળાતાં ત્યાંની બાળકો વચ્ચેના ગાળાની, સ્ત્રીની તંદુરસ્તીની, બાળકોની સુખાકારીની તુલના કરજે. એથી તને લાગશે કે બધું જૂનું જેમ સંઘરવા જોગ નથી તેમ બધું જૂનું ફેંકી દેવા જેવું પણ નથી.

**તારા મોટાભાઇ અવિનાશના**

**આશીર્વાદ.**

卐

## ગઈ કાલનો આહાર

**ચિ. નાની બહેન,**

મારા ગયા પત્રમાં મેં આપણા ગઈ કાલના દાંપત્યના એક બે અંગો વિષે તને વાત કરી. આ પત્રમાં હું ગઈકાલના આપણા આહારવિહાર સંબંધી થોડીક પ્રસ્તાવિક વાતો કરીશ.

અમેરિકન તબીબોએ સંતતિનિયમન વિષે વૈદકીય તપાસ પછી શોધી કાઢ્યું છે કે પહેલી ત્રણ સુવાવડો દરમ્યાન પહેલાં અને બીજાં, તથા બીજાં અને ત્રીજાં બાળક વચ્ચે જે ગાળો રહે છે એ સામાન્યતઃ એ સ્ત્રીનો 'ઉવેલ' બને છે અને એ ઉવેલને સ્તનપાનના કુદરતી પ્રબંધદ્વારા જો લાંબો કરી શકાય તો પછી સંતતિનિયમન માટેનાં કૃત્રિમ સાધનોની જરૂર નથી રહેતી. આપણા પોતાના જીવનવ્યવહારમાં આ બે વાતો ખૂબ જ વણાઈ જઈને લોકાચાર બની ગઈ છે. એટલું જ નહિ પરંતુ માતાનું દૂધ વધારવાના ઘણાખરા નુસખાઓ આપણું ડોશી વૈદક પણ જાણે છે.

જેવી રીતે અમેરિકન તબીબોએ ઉપલી વૈજ્ઞાનિક તબીબી શોધ કરી છે અને આપણા દાંપત્યજીવનના એક લોકાચારને કેવળ વ્યાવહારિક કે નાતના રિવાજને બદલે વૈજ્ઞાનિક પાયા ઉપર મૂકયા છે, તેવી જ રીતે તાજેતરમાં જ સોવિયેટ રશિયાના વિજ્ઞાનીઓએ કરેલી એક બીજી શોધે પણ આપણા એક બીજા લોકાચારને કરકસરની ભૂમિકામાંથી ઉપાડીને વૈજ્ઞાનિક ભૂમિકા ઉપર મૂકયો છે.

સોવિયેટ રશિયાના વિજ્ઞાનીઓએ લાંબી શોધખોળને અંતે એમ શોધ્યું છે કે છાશ એ સંતતિનિયમન માટે સફળ વસ્તુ છે. પહેલા સંતાનની ઉત્પત્તિ પછી સ્ત્રી જો છાશનો સતત ઉપયોગ કરતી રહે

તો એનાં સંતાનો વચ્ચેનો ગાળો ઘણો માફક રહે છે. સોવિયેટ વિજ્ઞાનીઓ આજે તો છાશનું સત્ત્વ કાઢીને એમાંથી 'બીટ' નામની દવા તૈયાર કરવાના કામમાં લાગી ગયા છે.

અને આપણે ગઈ કાલના આપણા આહારવિહારમાં છાશને સ્થાન આપ્યું હતું. આજે આપણે ત્યાં ખાસ કરીને શહેરો અને કસ્બાઓમાંથી ખોરાકમાંથી છાશ નીકળી ગઈ છે.

જર્મન વિજ્ઞાન એક નવો સંદેશ આપણને સંભળાવે છે. જર્મન વિજ્ઞાન અત્યારે નાઝી શાસન નીચે તંદુરસ્ત સંતાનોની ઉત્પત્તિના સવાલને મધ્યમાં રાખીને સંતતિનિયમનના સવાલો વિચારી રહ્યું છે. એ કહે છે કે સ્ત્રીને કાંઈ રોજ રોજ કામેષણા થતી નથી. પરંતુ એક માસમાં બે વાર એની ભરતી ચડે છે. એ ભરતી ચડતાં એક બે દિવસ લાગે છે. એક દિવસ સભર રહે છે ને એક બે દિવસે એ ઉતરે છે. જર્મન વિજ્ઞાન આ ઉપરથી પોતાને ત્યાં થતી સંતતિ-નિયમનની પ્રવૃત્તિ પરત્વે એક એવો જાતીય નિયમ સ્થાપિત કરે છે કે દરેક સ્ત્રીને દર પંદર દિવસે અથવા પંદરેક દિવસે 'માસિક' આવે છે. એક માસિક આવે છે રજસનું. જ્યારે સ્ત્રીની કામેષણા સતેજ બને છે ત્યારે અંડાશયમાંથી રજસ ગર્ભાશયમાં જાય છે. આ આખી ક્રિયા આંતરિક છે. એ માસિક દરમ્યાન સ્ત્રી ઉત્તેજીત રહે છે. બીજા પંદર દિવસે 'માસિક' આવે છે તે ગર્ભાશયમાંથી રજસને બહાર કાઢે છે. એટલે કે એક વખતે અંડાશય સાફ થાય છે ને બીજે વખતે ગર્ભાશય સાફ થાય છે.

પહેલા કાળમાં રજસનું ગર્ભબીજ ફૂટતું હોય છે ને બીજા કાળમાં રજસનું ગર્ભબીજ કરમાઈ ગયેલું હોય છે. આ બન્ને સમયે સ્ત્રી જો માંસાહાર કરે તો એ આહાર સંતતિનિયમનને ઘણો મદદ-ગાર બને છે.

માંસાહારની વાત આવી એટલે તું ચમકશે, અને આપણે પણ માંસાહાર કરીએ છીએ એમ હું તને કહીશ ત્યારે તું કદાચ વધારે ચમકશે.

તારા મનમાં આ શરમ, સંકોચ કે આમન્યાની સરહદ ઉપર લખાતા પત્રો હવે સ્પષ્ટ રીતે નિષિદ્ધ એવા પાપમાર્ગે જતા લાગશે. પણ તું શાંત રહીને જરાક વિચાર કરજે.

આપણે ઉપવાસ કરીએ છીએ એ શું છે? હું શેર પેંડા અને શેર બટાટા, અરધો શેર સામો, અને શેર બરફી ખાઇને કરવામાં આવેલા કહેવાતા નામધારી ઉપવાસોની વાત નથી કરતો. પરંતુ પાણી સિવાય જઠરમાં કશું જ નહિ નાંખવાના ઉપવાસોની વાત કરૂં છું. એ માંસહાર જ છે. એવા ઉપવાસ દરમ્યાન આપણે બહારનો ખોરાક લેવો બંધ કરીએ છીએ. પરંતુ એથી જઠર કાંઇ બંધ નથી રહેતું. એને તો ખોરાક જોઇએ જ. એ ખોરાક તે આપણા શરીરનાં માંસ અને ચરબીમાંથી મેળવે છે. ઉપવાસ એ અદૃશ્ય રીતે થતો માંસાહાર છે.

અને આપણે ત્યાં ગઇ કાલની સ્ત્રીઓમાં ઉપવાસોનું સ્થાન કેટલું નિશ્ચલ હતું!

અલબત્ત કલ્પાંતરે, આ ઉપવાસો પાછળ આપણા પૂર્વજોની સંતતિનિમનના સહાયકારી તરીકેની સ્પષ્ટ નજર હોય તો તે ભુલાઇ ગઇ. ઉપવાસો તો અગિયારશના જ નક્કી થયા. અને એના ઉપર નારીજીવનના એક અંગને બદલે ધર્મના એક અંગની ટિકીટ લાગી ગઇ. આને કારણે 'માસિકો' સાથે એને જે સીધો મેળ હોવો જોઇએ એ ન રહ્યો. પરિણામે ઉપવાસોએ જેમ ફલાહારમાંથી 'ફરાળ'માં રૂપાંતર પામીને શારીરિક સ્વાસ્થ્યની સંસિદ્ધિનું એનું રહસ્ય ખોયું તેમ રજસના નિકાસ સાથેની સુસંવાદિતા ખોઇને સંતતિનિયમનના સાધનનું પણ રહસ્ય ખોયું.

આમ તું જોઇ શકી હોઇશ કે આપણા આહારવિહારમાં છાશ અને ઉપવાસની વાતો મોજૂદ હતી. વીશમી સદીના વિજ્ઞાને આ બન્ને વસ્તુઓને સંતતિનિયમનની મદદગાર માની છે.

હવે એક ત્રીજી વાત—એ નાનીશી વાત કહીને આ પત્ર તો પૂરે કરી નાંખું.

અમેરિકામાં આજે યુવતીઓમાં ધૂમ્રપાનનો જબરો ફેલાવો થઈ રહ્યો છે. જાણકારોએ એવી ફરિયાદ કરી છે અને સમર્થ અમેરિકન નવલકથાકારોએ એ ફરિયાદનો સ્વાનુભવ અને સર્વાનુભવ તરીકે પડઘો પાડયો છે કે ધૂમ્રપાનનો ઉપયોગ સ્ત્રીઓને સંતાનો થતાં અટકાવવામાં પરિણમ્યો છે. સ્ત્રીઓ જો તમાકુનો ઉપયોગ કરે તો એમને બાળકો ઓછાં થાય, એમ જે દેશમાં એક પક્ષે સંતતિનિયમનની પ્રવૃત્તિને જુવાળ ફાટી નિકળ્યો છે અને સ્ત્રીઓમાં ધૂમ્રપાનનો ચેપ ફેલાયો છે, એ દેશના પ્રજાજનોનો વ્યાપક અભિપ્રાય છે.

અલબત્ત હજીસુધી કોઈ વિજ્ઞાનશાસ્ત્રીએ તમાકુની આ નજરે અન્વેષણા કરી જાણી નથી. કરતા હોય તો એનું પરિણામ જાણવામાં આવ્યું નથી.

પણ...પણ આપણા દેશમાં ગઈકાલના નારીવર્ગમાં દાંતે તમાકુ ઘસવાનો અને પાનમાં તમાકુ વાપરવાનો રિવાજ હતો. જે સ્ત્રીઓ આજે પણ એક યા બીજી રીતે તમાકુનો ઉપયોગ કરી રહી છે તેઓમાં સંતતિની પરિસ્થિતિ શી છે એ તું જરા જોઈને વિચાર કરજે. બીજી સ્ત્રીઓ કરતાં આવી સ્ત્રીઓમાં સંતતિપ્રમાણ ઓછું હોવું જોઈએ એમ હું તો માનું છું. તારે માનવું કે નહિ એ તું તારી આસપાસ નજર કરીને વધારે સારી રીતે નક્કી કરજે.

તારા મોટાભાઈ અવિનાશના

આશીર્વાદ.

卐

પત્ર ઓગણીશમો

# રાજરાણી

ચી. નાની બ્હેન,

ગઈ કાલની જે થોડી ઘણી વાતો કરી એ ઉપરથી તને સમજાયું હશે કે બે બાળકો વચ્ચેના ગાળાને લંબાવવો અને એ લંબાઇને ટકાવવી એ વિષેનો આપણા પૂર્વજોએ થોડો ઘણો વિચાર તો કર્યો હતો.

અલબત્ત, ત્યારે આજના જેટલી વૈજ્ઞાનિક તપાસ અને નિર્ણય, શોધખોળ અને સમભૂતના સાધનો ન હતાં. આટલું છતાંયે એમણે એ દિશાને સદંતર વિચાર વગરની તો નહોતી જ રાખી. સંતતિનિયમન વિષે જ્યારે આપણે અત્યારની પ્રચલિત પદ્ધતિ અને પુરાતન પદ્ધતિ એ બેમાંથી આપણા દેશકાળને, સ્ત્રીસમાજને, અનુકૂળ એવું તારતમ્ય તારવીશું ત્યારે આ વાત તું યાદ રાખજે.

ગઇ કાલ વિષે એક છેલ્લી વાત તને હું કહી દઉં.

સંયુક્ત કુટુંબની ભાવના હોય ત્યાંસુધી સંતતિનિયમન એ કાંઇ ઉદ્દામ પ્રશ્ન નથી. સંયુક્ત કુટુંબમાં સંતતિનિયમન એક પ્રકારની જીવનની તાલીમનો સવાલ બને છે અને બહુધા રહેણીકરણી અને આહારવિહારના નિયમનનો સવાલ એ રહે છે.

પરંતુ સંયુક્ત કુટુંબની જ્યાં સ્થિતિ ન હોય, જ્યાં વડિલોપાર્જીત મિલકતના સંચયનો અવકાશ ન હોય અને જ્યાં બાપની મિલકત સરખે ભાગે વહેંચી લેવાની હોય તથા જ્યાં એવી રીતે વહેંચાતી મિલકતમાં વૃદ્ધિ થવાની સંભાવના ન હોય; ત્યાં સંતતિનિયમનનો સવાલ એ કેવળ જીવનરસાયનનો સવાલ નથી રહેતો, પરંતુ સીધો આર્થિક સવાલ બને છે.

મિલકત હોય એટલી જ સ્થિર રહે, અને એની આવકમાંથી જ નિર્વાહ હોય ત્યાં તો જેમ બાળકો વધારે તેમ મિલકત ઉપર ભારણ વધારે અને ભાગલાની સંભાવના વધારે. ત્યાં કેવળ બાળકો વચ્ચેના ગાળાનો સવાલ નથી. ત્યાં તો બાળકો કેમ ઓછાં થાય એનો સવાલ છે.

ગઇ કાલના આપણા સમાજમાં ક્ષત્રિયોનો વર્ગ આવો વર્ગ હતો. ગરાસિયાઓ, રજપૂતો અને જમીનદારો અને રાજાઓના આ વર્ગમાં સંતતિનિયમનનો ઉપાય અખત્યાર કરવામાં આવતો. ક્ષત્રિય કુટુંબમાં તું નજર નાંખીશ તો તને દેખાશે કે ત્યાં આજ પણ બ્રાહ્મણ, વાણિયા કરતાં સંતાનોની સંખ્યા ઓછી જ હોય છે. એકાદ બે પુત્ર અને એકાદ પુત્રી એ ક્ષત્રિય–ગરાસિયાઓના કુટુંબનો સરેરાશ પરિવાર હોય છે. આને માટે તેઓની સ્ત્રીઓ સંતતિનિયમનની નજરે કેવળ આહાર-વિહારનું આયોજન તો કરતી, પરંતુ સંતતિનિયમનનાં સાધન પણ વાપરતી.

રજપૂત સ્ત્રીઓ સંતતિનિયમન માટે જે સાધન વાપરે છે એ વર્ગીય ભેદ ગણાય છે. સમસ્ત રજપૂત વર્ગની સ્ત્રીઓ આ ઉપાય પોતપોતાની માતાઓ અને સાસુઓ દ્વારા વારસામાં મેળવે છે. પરંતુ એ ભેદ રજપુત કોમની બહાર ફેલાતો નથી. અલબત્ત, કયાંક કયાંક રજપૂતાણીઓએ પોતાની બ્રાહ્મણી કે વાણીયણ સખીઓને કહ્યો હોય તે બિના અપવાદ રૂપે રહે ખરી.

હું પોતે જાણું છું ત્યાં સુધી રજપુતાણી સંતતિનિયમન માટે જે રસાયણ–સાધન વાપરે છે તે મીઠું છે. પરંતુ એ મીઠાને ચોક્કસ રીતે પકાવવું પડે છે. જમાનાઓથી રજપૂતાણીઓ એ મીઠાને નીચેની રીતે પકવે છે, એમ મેં સાંભળ્યું છે:

આપણે રોજરોજ ઘરમાં વાપરીએ છીએ એવું દરિયાના પાણી-માંથી પકાવેલું મીઠું જેટલું પકાવવું હોય એટલું લઇને એને દળવું,

દળીને એને ચાળી નાંખવું. ચાળીને એને પાતળા કપડાની આરપાર કાઢવું. એમ થવાથી મીઠું ઘણું બારીક અને કાંકરી વગરનું બનશે.

આ મીઠાને ત્યારપછી ગૌમૂત્રની અંદર ભીંજવવું. ભીંજવવું એટલે કે આપણે જેમ ઘઉંના લોટમાં પાણી નાંખીને બાંધીએ છીએ એમ મીઠામાં ગૌમૂત્ર નાંખી મીઠાને એમાં કાલવવું.

આ પછી ગૌમૂત્રમાં પલાળેલું અને નીચોવી નાંખેલું શણનું કપડું લેવું. આ કપડામાં પેલું ભીંજવેલું મીઠું મૂકવું. પછી શણના ટુકડાને બાંધી લેવો.

ત્યારપછી અડાયા છાણાનો આટ કરીને છાણામાંથી ધૂમાડો ન નિકળે પણ તીખો અંગાર રહે ત્યારે આ શણના પોટલાને એ આગની વચ્ચે મૂકીને એની નીચે, બાજુમાં, એની ઉપર અગ્નિ મૂકવો. બહારનું શણનું કપડું અરધું પરધું બળી જાય એટલે પોટલું કાઢી લેવું. ઉપરથી અધબળ્યું શણનું કપડું કાઢી લેવું. અંદર ગૌમૂત્રમાં પાકેલા મીઠાનો પોપડો બાઝયો હશે. આમાંથી કાંકરી કાંકરી કાઢીને એની કોર ઘસી નાંખવી. કાંકરીની કોર ધારદાર ન બને એટલા માટે કાંકરી ઘસવી જોઇએ. અંગુઠાના નખ જેટલી પહોળી અને અરધા તોલા જેટલી વજનમાં લઇને આ કાંકરીને શરીરના અંદરના ભાગમાં બને એટલી આગળ ધકેલીને પહેરી લેવી. આ ગૌમૂત્રમાં પાકેલા મીઠા માટે એવો દાવો કરવામાં આવે છે કે જ્યાંસુધી એની કાંકરી નિયમિત વાપરવામાં આવે ત્યાંસુધી સ્ત્રીને બાળક નથી થતું.

આ આખાયે પ્રયોગ ઉપર આયુર્વેદના કુશળ જાણકારો તપાસ કરીને એના પક્ષાપક્ષ વિષે નિર્ણય આપે તો એ ઇચ્છવા જેગ છે.

**તારા મોટાભાઇ અવિનાશના**

આશીર્વાદ.

卐

પત્ર વીસમો

# આજનો સવાલ

ચી. નાની બહેન,

મારા અત્યારસુધીના પત્રો તેં વાંચ્યા હશે તો તને સમજાયું હશે કે સંતતિનિયમન એ કાંઇ નવી જ પ્રવૃત્તિ નથી. પરંતુ આજકાલ સંતતિનિયમનની જે પ્રવૃત્તિ ચાલી રહી છે અને તેની જે હિમાયત થઇ રહી છે એની ભૂમિકા બેશક ગઇ કાલના કરતાં જુદી છે.

ગઇ કાલની ભૂમિકા એ હતી કે સંતતિનિયમન એ સર્વમુખ સંયમનું પ્રતીક છે. માનવીનો જીવનવ્યવહાર બધી દિશાએ એવો નિયમિત અને મર્યાદિત રહે કે સંતતિ પરત્વે પણ એ નિયમન અને મર્યાદાનો પડઘો ઉઠે.

સંયુક્ત, કુટુંબ, પ્રસૂતિવ્યવહાર, આહારવિહાર–નારીની કામેષણા ઉપરની આ ત્રણ મર્યાદાઓ હતી. આ ત્રણે બાબતો વિષે આપણે પાછલા પત્રોમાં વિચારણા કરી છે અને એમાંથી સ્પષ્ટ રીતે સંતતિ-નિયમનનાં અંગો કેટલાં હતાં એ આપણે જોયું છે.

પરંતુ કાલાંતરે જેમ સર્વ વાતોને ઘસારો લાગ્યો છે તેમ આ ત્રણેય બાબતોને પણ ઘસારો લાગ્યો છે. એ ઘસારાને કારણે એ ત્રણેય વસ્તુ આજે શંકાને પાત્ર બની છે. આજે આપણે સંયુક્ત કુટુંબના પ્રબંધને શંકાની નજરથી જોઇએ છીએ. પ્રસૂતિની ચર્યાને વ્હેમી અને ગંદી જુનવાણી માનીએ છીએ. હોટેલો, રેસ્ટોરાંઓ, બજારૂ માલ અને તકલાદી બનેલા શરીરને તીખા તમતમતા ભોજનના શોખે જૂના આહારવિહારના ચીલા ભુંસી નાંખ્યા છે. આજે ઉપવાસ કરવા એ વહેમ મનાય છે. છાશ ખાવી એ ગરીબી મનાય છે. બાળકોને

સ્તનપાન કરાવવાને બદલે ગ્લેક્ષો અને બિસ્કીટ ખવરાવવાં એ સુધારાનું લક્ષણ મનાય છે.

નીચલા મધ્યમ વર્ગમાં આ બધી સ્થિતિ શાથી ઉભી થઈ એ આપણે જોવા બેસીએ તો ઘણું જ લાંબુ અને ઘણું જબરૂં વિષયાંતર થાય. આ સ્થિતિ નીચલા મધ્યમ વર્ગમાં પ્રવર્તે છે એ નક્કર હકીકત છે.

આનું પરિણામ એ થયું છે કે જે વર્ગને સંતતિનિયમનની વધારેમાં વધારે જરૂર છે, એ જ વર્ગમાંથી સંતતિનિયમન ચાલ્યું ગયું છે.

અંગ્રેજી કેળવણીની પહેલી અથડામણમાં આ વર્ગની આંખ એટલી તો અંજાઈ ગઈ હતી કે એને તેજ અને ધૂમસની વચ્ચે કાંઈ ભેદ ના દેખાયો. વીશેક વર્ષના નિરંકુશ જીવનથી એ વર્ગને સમજાયું કે અંગ્રેજી તાલીમે એની આસપાસ જે સાંસારિક, સામાજીક અને આર્થિક પરિસ્થિતિ ઉભી કરી છે એ પરિસ્થિતિ એ વર્ગે પચાવવી હોય તો એણે સંતતિનિયમન વિષે વહેલામાં વહેલું માહિતગાર થઈ જવું જોઈએ છે.

આપણો નીચલો મધ્યમ વર્ગ તાલીમે અને વિચારે જેટલો પશ્ચિમની નજીક છે, એટલો એના ભૂતકાળ સાથે એ નજીક નથી. સહેજે એની નજર પોતાના જીવન માટે અત્યંત આવશ્યક બનેલા આ જ્ઞાનને મેળવવા માટે પશ્ચિમ તરફ ગઈ.

અને એણે જોયું કે જેમ અહીં નીચલો મધ્યમ વર્ગ પોતાના ભૂતકાળના સામાજીક નિયમન સાથે સંસર્ગ ખોઈ બેઠો છે તેમ પશ્ચિમના દેશોમાં પણ એ વર્ગ એ સંસર્ગને ગુમાવી બેઠો છે. એટલે જેમ અહીંના નીચલા મધ્યમ વર્ગને સંતતિનિયમનના જ્ઞાનની અનિવાર્યતા લાગી છે તેમ પશ્ચિમમાં પણ એ વર્ગને એવા જ્ઞાનની અનિવાર્યતા સમજાઈ ચૂકી છે. પશ્ચિમમાં આ વર્ગે અનુભવ કરતાં વિજ્ઞાન તરફ ઢળવું

પસંદ કર્યું છે અને આપણે ત્યાંના નીચલા મધ્યમ વર્ગે પણ એ દિશામાં પશ્ચિમના પડછાયામાં ચાલવાનું વાજબી માન્યું છે.

અને આપણે આજકાલ આપણે ત્યાં લખાતાં સંતતિનિયમનનાં જે કાંઇ પુસ્તક ઉઘાડીએ તેમાં 'પેસરી' અને 'પેડ', 'ડુશ' અને 'ટેબ્લેટ', 'સ્ટરીલીઝેશન' અને 'ઓપરેશન'ના જેવા શબ્દો વારંવાર વપરાતા જોઇએ છીએ. 'પેસરી' તો જાણે ઘરગથ્થુ થઇ ગઇ હોય એમ જ એ પુસ્તકો વાંચીને આપણે સમજીએ. 'સ્ટરીલીઝેશન' અને 'ઓપરેશન' તો જાણે હિન્દમાં કોઇ પણ મોટી ઇસ્પીતાલમાં થતાં જ હશે એમ પણ એ વિષેનું વિવરણ વાંચીને માની બેસીએ. પુસ્તકોનું જ્ઞાન પુસ્તકમાં ખૂબ જ ગ્રાહ્ય, ખૂબ જ મર્મવેધક આપણને લાગે. પરંતુ સરવાળે પુસ્તકનું જ્ઞાન પુસ્તકમાં જ રહે છે. કેમકે આપણે ત્યાં 'પેસરી' પ્રચલિત નથી અને કોઇ દાકતર આવાં ઓપરેશન કરતા પણ નથી.

પાશ્ચિમાત્ય પ્રબંધની એક ખાસ ખાસિયત છે. એની બનાવટો ઉપયોગિતા કરતાં આકર્ષણ માટે વધારે ભાર મૂકે છે. વાપરનારના હિત કરતાં બનાવનારના નફા માટે એ વધારે જહેમત ઉઠાવે છે.

આપણી પાર્વાત્યની એક સ્વાભાવિક આદત છે કે આપણે હમેશાં કોઇ પણ જાતના ખરચાળ ઉપાયો કરતાં એના સોંઘા પ્રકાર તરફ ઢળીશું. આપણે એને કરકસર તરીકે ઓળખાવી શકીએ. આ કારણે પાશ્ચિમાત્ય વસ્તુઓમાં નફાખોરીને બહોળો અવકાશ છે; પૌર્વાત્ય વસ્તુઓમાં નિઃસારતાનું પ્રમાણ એટલું જ બહોળું દેખાય છે. એકમાં વિજ્ઞાનને નામે જૂઠાણાને અવકાશ છે, બીજામાં કરકસરને નામે સત્ત્વહીનતાનું જોખમ છે.

સંતતિનિયમનની વર્તમાન પ્રવૃત્તિ આજે વિજ્ઞાનને નામે આગળ ધપી રહી છે. પરંતુ આપણે એક વાત બરાબર સમજીએ કે એ વિજ્ઞાન

એ કાંઇ શારીરિક કે આધિભૌતિક વિજ્ઞાન નથી. જે વિજ્ઞાનને નામે એ આગળ ધપી રહી છે એ ઔદ્યોગિક વિજ્ઞાન છે.

એક દાખલો આપું: બ્રાઝીલમાં રબર પુષ્કળ થાય છે. બેલ્જીયમમાં પણ પુષ્કળ થાય છે. બ્રાઝીલના રબરના વેપારીઓની મધ્યસ્થ સંસ્થા તરફથી સંતતિનિયમનમાં પેસરીના વપરાશની ખાસ હિમાયત કરનારૂં એક પગારદાર ખાતું નિભાવવામાં આવે છે. બેલ્જીયમ રબર કોરપોરેશન તરફથી પેસરીના વપરાશથી થતા લાભોનાં ભાષણો આપનાર વ્યાખ્યાતાઓને અમેરિકા અને દક્ષિણ અમેરિકાના દેશોમાં મોટા ખર્ચે મોકલવામાં આવે છે.

પેસરીનો ઉપયોગ ન કરવો એમ હું નથી કહેતો. બલકે હું તો એમ કહું છું કે જો પાશ્ચિમાત્ય સાધનો વાપરવાં જ હોય તો પેસરી હંગામી સાધન તરીકે ઓછું અનિષ્ટ છે.

સંતતિનિયમનના પ્રશ્નની ભૂમિકા તમે આજની લો કે ગઇ કાલની લો. પરંતુ એમાં એક વાત નહિ ભૂલવી જોઇએ. તંદુરસ્ત નર અને નારીનું દાંપત્ય કે સંયોગ વહેલો યા મોડો પ્રજોત્પત્તિમાં પરિણમે એ કુદરતનો કાનૂન છે. એના ઉપર અંકૂશ મૂકવો એ માનુષી વ્યવહાર છે. એટલે સંતાનની ઉત્પત્તિ તો થવાની જ. માત્ર એ ઉત્પત્તિના દોર ઉપર પ્રભુત્વ મેળવવું એ જ સંતતિનિયમનનો મર્મ છે.

સંતતિનિયમનના સવાલની આજની ભૂમિકા મેં તને મારા આગલા પત્રોમાં સમજાવી છે. એ ચોખ્ખી રીતે આર્થિક છે. નીચલા મધ્યમ વર્ગના આજના તમામ સવાલો આર્થિક છે.

આ નજરે અત્યાસુધીમાં મેં તને જે કાંઇ લખ્યું છે તે તું વાંચી, વિચારી જોજે. અને પછી તારા દાંપત્યવ્યવહારમાં તને સંતતિ-નિયમનને સ્થાન આપવું મુનાસબ લાગે તો તું એક ઉપાય પસંદ કરી લેજે. અને પસંદ કર્યા પછી તેને વળગી રહેજે.

એવો કોઇ ઉપાય તું પસંદ ના કરીશ કે જેનો ઉપયોગ એકંદરે થનારા સંતાન કરતાંયે વધારે ખર્ચાળ હોય. પેસરીના ઉપાયને હું આ ગણતરીમાં મૂકીને એનો વિરોધ કરૂં છું. પરંતુ તારે પણ એનો વિરોધ કરવો એમ નથી. તારે એના પક્ષાપક્ષ સમજીને પછી યોગ્ય લાગે તો બેશક એ ઉપાય અખત્યાર કરવો. જો એ ઉપાય તું અખત્યાર કરે તો પેસરીનાં જે જોખમો મેં કહ્યાં છે તે સમજીને એની સામે પાળ બાંધી લે જે.

હું પોતે તો આપણા જીવનવ્યવહારમાં સાહજીક રીતે અને સહેલાઇથી સ્થાન પામી શકે એવા ઉપાયોનો હિમાયતી છું. સંતતિનિયમનને માટે કૃત્રિમ ઉપાયો વાપરવા જ જોઇએ એવું યે નથી.

હું પોતે બ્રહ્મચર્યની શકયતામાં માનતો નથી, વીર્યનિરોધમાં પણ માનતો નથી. પરંતુ એટલું તો અવશ્ય માનું છું કે આપણા સમગ્ર જીવનમાં જો સંયમ અને વિવેકને સ્થાન હશે તો જ સંતાનની ઉત્પત્તિમાં સંયમ અને વિવેક દેખાશે. જીવનમાં બધે અવ્યવસ્થા હોય, અસંયમ હોય, નિરંકૂશતા હોય અને કેવળ એક સંતાનની બાબતમાં જ સંયમન જળવાય, અને જો ન જળવાય તો જોરતલબીથી કૃત્રિમ ઉપાયો વડે જાળવવા યત્ન થાય, એ મને લાડઘેલા બનાવેલા બાળકને સોટીથી વશ રાખવાની ભ્રમણા જેટલું જ ભયંકર અને હસવા જોગ લાગે છે.

સંતતિનિયમન માટે જે પ્રકારનો સંયમ જોઇએ એ સંયમ સર્વ કોઇના જીવનમાં લાવી અને નિભાવી શકાય એવો સંયમ છે.

દંપતિએ પોતાના ગૃહજીવનમાં એવો કાંઇક શોખ કેળવવો જોઇએ. નર અને નારી એ એકબીજાંની સાથે સંકળાયેલાં, ખાવા, પીવા, સુવા અને પ્રજનનના સંચાં-પૂતળાં નથી. પરંતુ બન્ને સમાન કક્ષાના સ્વાયત્ત માનવીઓ છે, એવી જીવનદષ્ટિ સર્વ જીવન-

વ્યવહારમાં સિંચાઇ જવી જોઇએ. દંપતિએ પોતાના જીવનમાં પાર્થિવ ભૂખને અશરીર નિકાસ આપે એવા શોખો કેળવવા જોઇએ.

મારી આ વાત સમજાય છે, કે તને તારી બુદ્ધિથી પર લાગે છે? બહેન એ બુદ્ધિથી પર નથી અને તેને વ્યવહારથી પર કરવામાં જ આપણા ઉપર ઘણી આપત્તિઓ આવી પડી છે.

પુરાતન કાળમાં ધર્મ આવો જ શોખ હતો, અને જડ વાસનાઓને અશરીર ભાવનાઓમાં પરિવર્તન કરનાર જબરા સાધનરૂપ હતો. સ્ત્રી પતિને પ્રભુ માને. પતિ પત્નીને સતી માને. આનો અર્થ એમ નહિ કે પુરૂષે પ્રભુત્વનો દાવો કરવો અને સ્ત્રીએ સતીત્વનો હક્ક સ્થાપિત કરવો. પરંતુ સ્ત્રી સર્વ શ્રેષ્ટ પ્રકારનો વાસનાઓનો સંયમ અને સ્વમાનભર્યું સમર્પણ પ્રભુને જ કરી શકે છે. અને પુરૂષ વધારેમાં વધારે માનની નજર સતી તરફ રાખી શકે છે. એ સંયમ અને એ માન દંપતિ પોતાના જીવનમાં પરસ્પર વ્યવહારમાં ઉતારે. સ્ત્રીને બેશરમ કરવી એ જેમ પ્રભુત્વ નથી તેમ સતીત્વ નથી.

આજે એ પ્રાચીન કથાઓ નથી અને ભાગવત નથી. આજે એ પ્રાચીન હરિકથાઓ નથી અને માણભટ્ટો નથી, કે જેમાં......પણ રહેવા દે. જે આજે નથી એ ભૂતકાળમાં કેવું હતું, એની નિરર્થક યાદ કરીને સારહીન આંસુ સારવાં એ રૂઢિની ખરી ગુલામી છે.

પરંતુ આજે ભરતગુંથણ છે, વાચન છે, હરવા ફરવાનું છે, સારા સિનેમા છે, નાના મોટા પ્રવાસો છે, ગ્રામોફોન છે, ચિત્રકાર છે... ...આજે પણ પ્રાચીન ધર્મની આપણા રોજીંદા જીવનમાં જે કામગીરી હતી તે કામગીરી આપનારી ઘણી વસ્તુઓ છે. જડવાદ અને જડ વસ્તુઓ ઉપરથી માણસનું ચિત્ત ઉઠાવીને કલ્પનાના પ્રદેશમાં અશરીર સફર કરાવે એવું બહેન આજ પણ થોડું નથી—અને જે જૂના કાળમાં સર્વ વસ્તુ ધર્મપ્રધાન બની ગઇ હતી તેમ આ કાળમાં પણ સર્વ વસ્તુઓ વાસનાના ઉકરડામાં ખાતરની જેમ સડવાને બદલે ભાવનાના પ્રદેશમાં ઉડે તો માનવીના જીવનમાં ઘણો સંયમ, ઘણી સમતા આવે.

સંતતિનિયમન માટેની પેસરીઓ પહેરવાની અને દવાઓ વાપ-રવાની સ્થૂળ અને કેવળ જડવાદી વાતને અને હું તને ઉપદેશી રહ્યો છું એવા આધિભૌતિક જીવનને શો સંબંધ હોઇ શકે એની તને શંકા થશે. પરંતુ જરા વિચાર કરીશ તો જેને આપણે આધિ-ભૌતિકવાદ કહીએ છીએ એ બીજું કાંઇ જ નથી પરંતુ જડ વસ્તુ-ઓમાં પ્રાણ પૂરીને એને ભાવનાવંતું બનાવનારૂં બળ છે.

આધિભૌતિકવાદનો પ્રચલિત અર્થ તો એ ગણાયો છે કે સર્વ વસ્તુઓની ઉત્પત્તિ ઇશ્વરમાંથી થઇ છે. ઇશ્વર એ સર્વનું મૂળ છે. આ દૃષ્ટિ વાસ્તવિક નથી. એટલે આપણા જીવનમાં આપણે આનો જરાયે ફાયદો ઉઠાવી નથી શકતા. હું પોતે જે આધિભૌતિકવાદ સમજું છું તે એ છે કે સર્વ વસ્તુનું મૂળ કુદરત છે. પરંતુ એની પ્રગતિ ઐશ્વર્ય તરફ થવી જોઇએ.

આનો અર્થ એ થયો બહેન—જરા ટાયલું લાગે તો કૃપા કરીને થોડીક વાર નિભાવીને પણ કાળજીથી વાંચજે—આનો અર્થ એ થયો કે પ્રાકૃતિક સંબંધો સ્થૂળ સંબંધમાં, માનવીને ધીમે ધીમે ઇશ્વરત્વ—ઐશ્વર્યનું આરોપણ કરવું, એ એક જ દૃષ્ટિએ પત્નીએ પતિમાં પરમેશ્વરનું દર્શન કરવું જોઇએ, બાળકોમાં બાલગોપાળ જોવાં જોઇએ; પતિએ પત્નીમાં શક્તિનું સ્વરૂપ જોવું જોઇએ.

આટલે સુધી તો આપણી જૂની રૂઢી પણ માનવાની આપણને આજ્ઞા કરે છે. પરંતુ એ માન્યતા અમલમાં મૂકવાની રીત કોઇ બતાવતું નથી.

પત્નીએ પોતાના પતિમાં, કેવળ તે પોતાને પોષનારો ને પોતાનાં સંતાનોનો ઉત્પાદક માત્ર છે એમ નહિ જોવું જોઇએ. પરંતુ પત્નીએ પતિમાં પતિ ઉપરાંત પિતા, ભાઇ, પુત્રના સંબંધો પણ વાંચવા અને રાખવા જોઇએ. પતિએ પત્નીમાં કેવળ પત્ની તરીકે જ નહિ પણ માતા, પુત્રી ને બહેનના સંબંધો વાંચવા જોઇએ.

પતિ પોતાની પત્ની કેવળ પત્ની તરીકે જ નહિ પણ પોતાની માતા તરીકે, પોતાની પુત્રી તરીકે ને પોતાની બહેન તરીકે જોઇ શકવો જોઇએ. પત્ની પોતાના પતિને કેવળ પતિ ઉપરાંત બાપ, ભાઇ ને પુત્ર તરીકે જોઇ શકવી જોઇએ. જે પત્ની અવસર આવ્યે, પતિની માતાનું કે બહેનનું સ્થાન લઇ શકે, જે પતિ અવસર આવ્યે, પત્નીના પિતા કે ભાઇ કે પુત્રનું સ્થાન લઈ શકે એ જ સાચો પતિ કે સાચી પત્ની છે.

જે પતિ દુનિયામાં નરને નારી સાથે જેટલા પ્રકારના સંબંધો હોઇ શકે એ સર્વ સંબંધોને પોતાની પત્ની એકમાં મૂર્ત કરી શકે, જે પત્ની નારીને નર સાથે જેટલા પ્રકારના સંબંધો હોઇ શકે એ સર્વ સંબંધોને પોતાના પતિમાં આરોપી શકે એમનું જ દાંપત્ય એ સાચો ગૃહસ્થાશ્રમ છે–ભાવી જગતનું સાચું બીજ બની શકે છે.

જો આ પ્રકારના સંબંધો એકબીજામાં પતિ–પત્ની આરોપી શકે તો આજે દાંપત્યમાં જે જડતા આવી છે એ જડતા દૂર કરવાનો આ એક જ રસ્તો છે.

આજનું દાંપત્ય એ તાલીમે, સંસ્કારે, અસમાન યુવક અને યુવતીના એક આમદાની નીચેના, એક છાપરા નીચેના જડ સહવાસ રૂપ બની ગયું છે. પતિ પત્ની વચ્ચે સહવાસમાં જો ભાવના ન હોય તો વાસના આવે છે. નર અને નારી વચ્ચે જ્યાં ભાવના પૂરી થાય છે ત્યાંથી વાસના શરૂ થાય છે અને જ્યાં શુદ્ધ કામ પૂરો થાય છે ત્યાંથી મેલો હવસ આરંભાય છે.

દાંપત્યમાં વાત્સલ્ય સાથે વિષયવાસના ઉપરનું સંયમન લાવવાનો આ એક જ રસ્તો છે અને બીજો કોઇ રસ્તો નથી. જેના જીવનમાં અન્ય કાંઇ મજા નથી, એના જીવનમાં હવસ એ એક માત્ર નશો બની રહે છે.

વાસનાઓનું ભાવનાઓમાં રૂપાંતર કરવું એ સંતતિનિયમનનું મહાન અંગ છે. મારા પહેલા જ પત્રમાં મેં તને લખ્યું હતું કે દાંપત્ય એ મૂળમાં આર્થિક સંબંધ છે.

પરંતુ આ આર્થિક સંબંધને ધીમેધીમે ભાવનામય સંબંધમાં ફેરવી શકાય—અને ફેરવવો જોઇએ છે. એ તો અનુભવની વાત છે, માનવ-શાસ્ત્રીઓએ લાંબી શોધખોળ પછી નક્કી કરેલી વાત છે કે પતિ પત્ની વચ્ચેનો સંબંધ જેમ ખરા દિલથી સુખી અને સમતાભર્યો તેમ એ દાંપત્યમાંથી નિષ્પન્ન થતી સંતતિ ઉપર સ્વયંભૂ નિયમન વધારે.

આહારવિહારની વાતો ઉપર પણ પૂરતું લક્ષ આપવું જોઇએ છે. સ્ત્રીનું રજસ કે પુરૂષનું શુક્ર કાંઇ આકાશમાંથી નથી પડતું. એ તો આવે છે આપણા આહારમાંથી. સ્ત્રી કે પુરૂષના વીર્યથી અનેકગણું મહામૂલું લોહી પણ આહારથી મર્યાદિત છે તો પછી એ વીર્યનું તો શું પૂછવું?

આપણામાં એક ઘણો પ્રચલિત ભ્રમ છે કે વીર્ય એ તાકાતની નિશાની છે. જો આમ હોય તો પાવૈયાઓ તાકાત વગરના માણસો હોવા જોઇએ, નપુંસકો નિર્માલ્ય હોવા જોઇએ. પરંતુ પાવૈયાઓની જવાંમર્દીના ઉલ્લેખો ઘણા મળી આવે છે, નપુંસકોની બહાદુરીના દાખલા પણ મળી આવે છે.

હકીકત એ છે કે આપણા આહારને આપણે બે વિભાગમાં વહેંચી શકીએ—જે રસ પેદા કરે તે, અને જે કસ પેદા કરે તે. કસ પેદા કરે તે આહાર તાકાત આપે છે; રસ પેદા કરે તે ભાગ-માંથી વીર્યના જંતુઓ પેદા થાય છે.

આ દૃષ્ટિએ આહાર સંબંધેના કેટલાયે ભ્રમો દૂર થઇ જશે અને આપણા આહારનું સંતતિનિયમનની દૃષ્ટિએ, આપણી તાકાત અને તંદુરસ્તીને ઇજા ન આવે એ રીતે આપણે પુનરાયોજન કરી શકીએ. પરંતુ તે દરમ્યાન આહાર સંબંધે મારી એક બે ઉઘાડી વાત સમજી લે.

તારા બાળકને વહેલું વહેલું દૂધ કે ખોરાક ઉપર ચડાવી દેવાના સોંઘા મોહમાં ના પડીશ. પરંતુ દૂધ સૂકાય તો દૂધ વધારનારા પ્રયોગો

કરજે. માતાનું દૂધ વધારવાનો પ્રયોગ એ સંતતિનિયમનનો જ આડકતરો પ્રયોગ છે એટલે અંશે એ તું સમજી લે એ ઇચ્છનીય છે.

ખીચડી એ દૂધવર્ધક છે. છાશ એ દૂધવર્ધક છે. સોવીયેટની છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધ પ્રમાણે છાશમાં સંતતિનિયમનને સીધાં અસર કરનારાં પણ તત્ત્વો છે.

શતાવરી અથવા એકલકંટો એ દૂધવર્ધક છે. શતાવરી, આંબળાં, મગ એ ત્રણેનું મિશ્રણ દૂધ વધારે છે.

માતાના અંગમાં જેમ દૂધ વધે તેમ પ્રસૂતિ પછીનું પહેલું માસિક દૂર જાય, અને એ જેટલું દૂર જાય એટલો બે બાળક વચ્ચે ગાળો પડે. ઉપવાસો એ પણ સંતતિનિયમનનું એક મહાન અંગ છે.

આજે આટલું ઘણું લાંબું થયું.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.

卐

પત્ર એકવીશમો

## સાચું દાંપત્ય

**ચી. નાની બ્હેન,**

એક માત્ર સંતતિનિયમનના વિષય પરત્વે આ પત્રમાળા તને લખવાનો મારો ઇરાદો હતો. પરંતુ આપણે એક આપણા મૂળ સવાલના ખંડ એ રીતે ઉકેલવા ગયા કે એની ભીતરમાં બહારથી અપ્રસ્તુત લાગે એવા વિષયો પણ ચર્ચાયા.

મારા આ પત્રમાં હું બીજો એક એવો વિષય લઉં છું. એ વિષય છે. દાંપત્યનો :

બહેન. તારી ઉંમર સોળ વર્ષની થઇ અને એક અઠવાડિયામાં તું પરણી જશે. પરણીને પરદેશ પણ જશે. જેને તેં જાણ્યાં છે ને જેઓએ તને લાલન-પાલનમાં ઉછેરી છે, એમને તું છોડી જશે અને એક પુરૂષની અંગાથે ચાલી નીકળીશ.

બહેન! તું છોડીને જાય છે તે શું છોડશે? તું ચાલી નીકળશે તે ચાલીને ક્યાં જશે? કોઇ કોઇ વાર તારા પોતાના અંતરમાં આ સવાલો થતા હશે. એ સવાલોના જવાબો તારી વતી બીજો કોઇ દઇ ના શકે. મારા આ પત્રમાં હું તને માત્ર આંગળી ચીંધી શકું. જીવનયાત્રાના ચોકમાં તું ઉભી છે. હું તને બતાવી શકું કે આ રસ્તો આ તરફ જશે. કયે રસ્તે જવું એ તારે નક્કી કરવાનું અને જે તું નક્કી કરીશ એનાં સુખદુઃખ પણ તારે જ ભોગવવાનાં છે. કોઇ કોઇનું સુખ લુંટી શકતું નથી, કોઇ કોઇનું દુઃખ હરી શકતું નથી.

મારા ગયા પત્રમાં મેં તને કહ્યું કે નારી સર્વ પ્રકારના પુરૂષ-સંબંધ પોતાના પતિમાં મૂર્ત કરે અને નર પોતાના સર્વ પ્રકારના નારી-સંબંધ પોતાની પત્નીમાં મૂર્ત કરે તો એ દાંપત્ય સંસારનું સાચું બીજ બની શકે. મેં તને એમ પણ કહ્યું કે આ ભાવના સ્થિર કરવાને માટે ઇન્દ્રિયોના અશરીર શોખ કેળવવા જોઇએ છે.

આ વાત હું મારા પત્રમાં તને વધારે વિગતથી સમજાવું. કેમકે આ વાતના મૂળમાં જીવનની સાર્થકતા કે નિરર્થકતા રહેલી છે. નવ-દંપતિને શિખામણ આપવાનું કામ સહેલું નથી, શિખામણને ઝાંપેથી પાછી વાળવાનું દંપતિને માટે ખૂબ સહેલું છે. આટલું છતાં હું તને શિખામણ દેવાની ધૃષ્ટતા કરૂં છું. કેમકે તારા દાંપત્યમાં હું તને આ સિવાય બીજું કાંઇ દઇ શકીશ નહિ-કોઇ દઇ શકે નહિ.

દુનિયા સંસાર પણ છે અને અસાર પણ છે. ઘણાને મન એ કેવળ સારાસારની ભરતી અને ઓટ છે. તારા જીવનમાં દાંપત્ય એ કેવળ ભરતી ને ઓટ ન બને, પરંતુ ચંદ્ર બને અને તારા ભવસાગરને અનંત હિલોરે ચડાવે એવી રીતે એની શીળી કૌમુદી રેલાવે......મને અભિલાષા છે, બહેન ! તને પરણીને સુખી થયેલી જોવાની. દુનિયામાં સુખી માણસો એટલાં તો ઓછાં છે કે એક સરલ, સુખી ને સંતોષી માણસનો ચહેરો જોવો એ હજાર દુઃખોનો સામનો કરવાની માણસને હામ આપે છે.

નવદંપતિનું સરેરાશ સુખ એ જ સંસ્કાર અને સંસ્કૃતિની સાચી વિજયકથા છે. એ સરેરાશ સુખ સંસિદ્ધ કરવામાં તારે શું કરવું જોઈએ, તારા પતિએ શું કરવું જોઈએ, એ સમજવું જોઈએ.

જૂજ અપવાદ સિવાય ઘણુંખરાં નવદંપતિઓના જીવનમાં પહેલા વર્ષમાં કાંઈ મતભેદ નથી થતા. મતભેદો હોતા નથી એમ નથી. પરંતુ નવદંપતિ એને પાછા ધકેલી આપે છે.

અંગ્રેજીમાં એક સુંદર રૂપક–કથા છે. એક રાજા કજીયાથી કાયર હતો : બીજાને દુઃખી જોઈ શકતો ન હતો, તેમ પોતાની વાત જતી કરવા તૈયાર ન હતો. પોતાના વિરોધિઓનું દુઃખ પોતે જોઈ શકે, એમની સાથે પોતાને કજીઓ કરવો ન પડે અને પોતાની વાત પોતાને જતી કરવી ના પડે, એ માટે એણે એક જબરો કપાટ કરાવ્યો અને એની અંદર પોતાના વિરોધીઓને પૂરવા માંડયા. એ રાજાએ આ રીતે જીંદગીભર રાજ્ય કર્યું અને ઉદાર દિલના તથા નિખાલસ રાજા તરીકેની પ્રતિષ્ઠા મેળવી. એ રાજાના મૃત્યુકાળે એ રાજાને સ્વર્ગમાં લઈ જવા માટે ફિરસ્તાઓ આવ્યા એ વખતે પેલા કબાટમાંથી હાડપંજરો બહાર નીકળ્યાં. ' અમને રાજાએ માર્યાં નથી, ઝુડયા નથી- માંભળ્યા પણ નથી. પરંતુ અમને જીવતા કબાટમાં પૂરી દીધા હતા. હવે મૃત્યુ પછી

એને અમારા કપાટમાં લઇ જવાનો અમારો હક્ક છે.' હાડપિંજરોની વાત સાંભળી ફિરસ્તાઓ ચાલ્યા ગયા અને જે કપાટમાં રાજાએ પોતાના વિરોધીઓને સાંભળ્યા સિવાય પૂર્યા હતા તે કપાટમાં હાડપિંજરો એ રાજાને પણ લઇ ગયાં.

આ રૂપક–કથાનો મર્મ તું સમજજે. આરંભના દાંપત્યજીવનમ પરસ્પરના વિચાર–વિનિમય, રહેણીકરણીનાં ધોરણ, એક બીજાની વાતનો સ્વીકાર, વગેરે મર્યાદાઓ કાયમી રૂખ નહિ ધારણ કરે ત્યાંસુધી મતભેદો ઉભા થવાના. સામાન્ય રીતે આ મતભેદો સમજવાને બદલે એને કપાટમાં ધકેલી દેવામાં આવે છે. પરંતુ એક પછી એક મતભેદને ધકેલતાં ધકેલતાં છેવટે પતિ–પત્નીને પણ એ કપાટમાં ધકેલાઇ જવું પડે છે.

આને બદલે મતભેદ જાગે કે એની સામે આંખો ન મીંચવી, પરંતુ એને સમજવા. પતિ–પત્ની વચ્ચે મતભેદો તો હોય પણ કેવા? પરંતુ માણસ માણસમાં ફેર હોય છે. માણસના મતભેદ હાડપિંજરો સરખા ભયંકર છે. એ મતભેદો હોય નાના, પણ વણચાલ્યા કપાટમાં ધકેલાય તો એનાં હાડપિંજર ગંભીર મતભેદો જેટલાં જ સતાવે. મમત્વ રાખવું પણ મમત નહિ. સ્વમાન રાખવું પણ માનેપાત નહિ. આગ્રહ રાખવો પણ હઠ નહિ. સુકૃતિ અને વિકૃતિ વચ્ચેનો ભેદ એટલો બારિક છે કે એને સમજવો કેમ? સ્વમાનની વાત ક્યાં પૂરી થઇ ગણાય ને માનેપાતની વાત ક્યાં શરૂ થઇ ગણાય? મમત્વ ક્યાં પૂરૂં થયું ગણાય ને મમત ક્યાંથી શરૂ થયો ગણાય?

પતિ–પત્ની વચ્ચે હોંશથી ઉમળકાથી નિકાલ થાય ત્યાંસુધી સુકૃતિની મર્યાદા. એમાંથી એકનું પણ મોઢું ખિન્ન બને એ વિકૃતિનું સ્વરૂપ.

પતિ પત્ની વચ્ચે કદિયે ગંભીર વાતો ઉપર મતભેદો જાગતા જ નથી. કેમ કે પ્રસંગની ગંભીરતા તો પતિ યા પત્નીની લડાયક

મનોદશા ઉપર સીધો નિગ્રહ મૂકે. પરંતુ નાની નાની વાતો ઉપર મતભેદો જાગે–જાગ્યા કરે ને સરવાળે એકબીજાનામાં દિલની ચોરી જગવે. નાની વાતોમાં મતભેદો જાગે એ કરતાં જે વાતો ઉપર મત-ભેદ જાગ્યા હોય એના વગર જ ચલાવી લેવાનું સરવાળે સોંઘું પડે છે, એ વાત તું બરાબર સમજજે.

દાંપત્યના પ્રારંભનાં વર્ષોમાં પતિ–પત્ની વચ્ચે જે કાંઈ મતભેદ જાગે છે એની સારસૂચિ જોઈએ તો એક વાત દેખાય : સ્વમાન અને માનેપાત વચ્ચેના સંઘર્ષણની. સ્વમાન એટલે પોતાનું જીવન પરાધીન ન લાગે એ રીતે સહકાર કરવાની વૃત્તિ. માનેપાત એટલે કે સામા માણસ સાથે આપણે સહકાર કરી શકીએ એ માટે આપણા સ્વભાવ કે રહેણીકરણી કિંવા મનોવૃત્તિને અનુકૂળ હોય એવી સામા માણસ પાસેથી વાણી, વિચાર કે વર્તનની મર્યાદા માગીએ તે. આ લાંબી વાતને ઘરગથ્થુ ભાષામાં ટૂંકમાં મૂકવી હોય તો હું એમ કહું કે પોતાના વર્તનની સ્વતંત્રતા અને સામાના વર્તનની પરતંત્રતા નક્કી કરવાની વાતમાંથી જ નવદંપતીના ઘણાખરા મતભેદો જાગે છે. 'હું આ કરીશ ને તમે એ નહિ કરી શકો' એ જાતના મતભેદો સર-વાળે અનર્થકારક છે. એ સિવાયના મતભેદો બનતાં સુધી આર્થિક જ હોય છે ને આવકની મર્યાદા જ એનો વધારેમાં વધારે સારો ઉકેલ કરી શકે છે. આ મતભેદો ગેરસમજૂતના હોય છે ને જેમને સાચી સમજૂત હોય છે તે પક્ષ બીજાને સમજાવી શકે છે.

પરંતુ સ્વમાન ને માનેપાતના મતભેદો અણસમજણના હોય છે. એ અણસમજણ ઘરમાં કોનું ચલણ છે એ નક્કી કરવાની મનોવૃત્તિમાંથી જાગે છે. નવદંપતીમાં આ સવાલ પહેલા વર્ષમાં ઉભો થાય છે પણ એને કપાટમાં ધકેલવામાં આવે છે.

જ્યાં પત્ની સગીર વયની અને અપકવ વિવેકની હોય ત્યાં આ મતભેદ બહારનો દેખાવ કરવાથી પતે છે. પરંતુ જ્યાં પત્ની ઉમર–

લાયક હોય છે ત્યાં કેવળ બહારનો દેખાવ આ મતભેદ ન ઉકેલે. લગ્ન ઉપર જ્યાંસુધી નૂતનતાનો કે તાજગીનો રોગાન હોય ત્યાંસુધી એને કપાટમાં ધકેલાય છે, અને વર્ષો પછી જ્યારે એ કપાટમાંથી હાડપિંજર બહાર નીકળે છે ત્યારે તો દંપતીના જીવનમાં ઝેર રેડાઇ ગયું હોય છે.

હું પોતે તને આ મતભેદ જાગે ત્યારે કપાટમાં ધકેલવાની સલાહ ન આપું, બલકે તને તો આગ્રહપૂર્વક ઉપદેશ આપું કે સ્વભાવના, વિચારના, વ્યાવહારિક નજરના, સંસ્કારના મતભેદોનો જીંદગીભર ચાલે ને નભે એવો સુયોગ્ય ઉકેલ લાવવાનો ખરો વખત જ દાંપત્યજીવનના પહેલા વરસનો છે. દાંપત્યની સુકુમાર તાજગી એ ફક્કડ લવાદનું કામ કરે છે.

પણ તું કહીશ કે ધારો કે ' અમારા દાંપત્યમાં આવો મતભેદ જાગ્યો તો એનો ઉકેલ કરવાનો કોઇ વ્યાવહારિક તોડ બતાવશો કે આમ ને આમ અરધી સમજાય, અરધી ન સમજાય એવી વાતોથી જ કાગળ ભરી દેશો ? '

હું તને એક તોડ બતાવું. સ્વમાન અને માનેપાતની સ્થૂળ મર્યાદા તે ઘરનો ઉંબરો. સ્વમાન જાળવીને ઘરની ચાર દિવાલોની અંદર પત્નીનું વર્ચસ્વ અને ઘરના ઉંબરાની બહાર પત્નીનું સ્વમાન જાળવીને પતિનું વર્ચસ્વ.

પતિની માનહાનિ ન થાય એ રીતે પત્ની ઘરની અંદર સ્વતંત્ર. પત્નીનું માનભંગ ન થાય એ રીતે ઘરની બહાર પતિ સ્વતંત્ર. પતિ અને પત્ની બન્ને જો સામાન્ય સમજણનાં પણ હશે તો આ એક જ સમજણથી ગેરસમજૂતમાંથી જન્મતા અને અણસમજણમાંથી ફાલતા હજાર નાના મોટા મતભેદો ટાળી શકશે. એમના દાંપત્યના કપાટમાંથી હાડપિંજરો પછી નીકળશે નહિ.

સાચા દાંપત્યની એક બીજી કસોટી છે ઘરને આકર્ષક બનાવવાની. આપણે રેલ્વેટ્રેનમાં એક ડબ્બામાં મુસાફરી કરીએ છીએ તો બે ત્રણ કલાક પછી એ ડબ્બા ઉપર ને રેલ્વે ઉપર કંટાળો આવે છે. પણ અહીં તો એક મકાનમાં આખી જીંદગી કાઢવી છે. એ મકાન ઉપર કંટાળો ન આવે, એ રીતે એ મકાનને આકર્ષક બનાવવું જોઇએ છે. તું માનતી હોઇશ એના કરતાં એ કલા વધારે મુશ્કેલ પણ છે. એક વાર એ કલા તને સુસાધ્ય થઇ જાય પછી સુખી દંપતીજીવન જીવવામાં તને કોઇ હરકત નહિ આવે.

મતભેદો જાગે તો મુંઝાઇશ નહિ. લડાઇથી નાસનાર કરતાં મતભેદથી ભાગનાર કાયર સરવાળે વધારે હેરાન થાય છે. મતભેદો જાગે જ. જુદા જુદા સંસ્કાર, જુદી જુદી રહેણીકરણી ને જુદી જુદી તાલીમ પતિ પત્ની વચ્ચે ઘણા સવાલો પરત્વે દષ્ટિભેદ જગવે. એને દાબી નહિ દેવા પરંતુ એને સમજવા, સાથે બેસીને, હસીને, એકબીજાની વાત સમજીને તોડ કાઢવો અને કાઢેલા તોડને વળગી રહેવું.

દાંપત્યના પ્રારંભનાં વર્ષોમાં આ બધું ઘણી જ સહેલાઇથી થઇ શકે. એક બીજા પ્રત્યે પ્રેમ ન હોય તો જગવવાનો ને હોય તો નિભાવી રાખવાનો આ એક અચૂક માર્ગ છે.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.



પત્ર બાવીસમો

# કામવિજ્ઞાન

**ચા. નાની બ્હેન,**

મારા આ પત્રમાં હું એક ઘણા જ નાજુક વિષય ઉપર આવું છું. એ વિષય છે કામવિજ્ઞાનનો.

આજકાલ જાતીયવિજ્ઞાનની ઘણા લોકો ચર્ચા કરે છે. હું એમ માનું છું કે જાતીયવિજ્ઞાન એ શરીરની સુખાકારીનો પ્રશ્ન છે. કામવિજ્ઞાન એ દંપતીજીવનને સુખી બનાવવાનો સવાલ છે.

તું કહીશ કે જાતીયવિજ્ઞાન અને કામવિજ્ઞાન વચ્ચે કાંઇ ભેદ ન હોઇ શકે. સાચી વાત છે. ન હોઇ શકે—ન હોવો જોઇએ. પરંતુ આજકાલ જાતીયવિજ્ઞાન એ સંતતિનિયમનના જ્ઞાનમાં રૂઢ થઇ ગયું છે. એટલે જ હું જાતીયવિજ્ઞાન અને કામવિજ્ઞાન વચ્ચે ભેદ દોરૂં છું અને તને આ પત્રમાં એ વિષે થોડુંક કહેવા માગું છું.

બાળકને, એ સમજતાં શીખે ત્યારથી પ્રસંગે પ્રસંગે જાતીયવિજ્ઞાનથી માહિતગાર કરવું જોઇએ એમ આજકાલ ઘણા લોકો કહે છે. હું પોતે તો આવી કાંઈ જરૂર નથી જોતો.

કુદરતનો કાનૂન છે ને એ સાદ કુદરતી છે. પશુ પંખીઓ કે જેના સ્વચ્છ જાતીયજીવનની આપણા ઘણા લેખકો ઇર્ષ્યા કરે છે તેમને આવી તાલીમ કાંઇ જન્મથી મળતી નથી.

બાળકને ભૂખની તાલીમ નથી આપવી પડતી. ભૂખના નિયમનની ભૂખ લાગ્યા પછી જ તાલીમ આપવાની હોય છે. મને પોતાને તો એમ લાગે છે કે કુદરતનો સાદ જાગ્યા પહેલાં જાતીય તાલીમ આપવાનો કોઇ અર્થ નથી. કુદરતનો સાદ જાગે પછી જાતીય તાલીમ નહિ આપવામાં અનર્થ છે.

કુદરત એ 'વેરટેજ'માં માને છે. કુદરતનો ક્રમ 'વેસ્ટેજ'નો છે. કુદરતે એક જ પુરૂષમાં અનેક સ્ત્રીઓને સગર્ભા કરવાનાં બીજ મૂકયાં છે. એક જ સ્ત્રીમાં એક સાથે ચાર, પાંચ કે છ બાળકોને જન્મ આપવાની સંભાવના મૂકી છે.

એટલે જો કુદરતને એનો ક્રમ આપમેળે લેવા દઈએ તો પરિણામ એ આવે કે કુદરતે નર અને નારીમાં મૂકેલી સંભાવના એ મૂર્ત ન કરે ત્યાંસુધી એ જબ્બર પ્રમાણમાં 'વેસ્ટેજ' ચાલુ જ રાખે. કુદરતનો વેગ ન ઝીલી શકે એ નર અને નારી બન્નેનો હ્રાસ થાય. કુદરતનો વેગ ઝીલી શકવા જેટલી માનવ-પ્રજામાં તાકાત આવે ત્યારે નર અને નારીનું પ્રમાણ એવી રીતે યોજાયું હોય કે સેંકડો સ્ત્રીઓની વચ્ચે માત્ર એક જ નર રહે. કુદરતનો વેગ પચાવી ગયેલી પશુ, પંખી ને જન્તુસૃષ્ટિમાં આપણે આ જ વાત જોઈએ છીએ કે નરના શુક્રથી સગર્ભા થાય એટલી માદાઓ જ્યારે થાય ત્યારે એ બધા વચ્ચે એક નર હોય. પશુ, પંખી ને જન્તુસૃષ્ટિ ઘણે મોટે ભાગે નારીસૃષ્ટિ છે.

આ વસ્તુ ઇચ્છનીય છે કે નહિ એ જુદી વાત છે. એ સવાલ ઘણો રસિક છે તેમ જ ઘણો ચર્ચાસ્પદ પણ છે. પરંતુ હકીકત એ છે કે આપણે એને ઇચ્છનીય માન્યો નથી.

હજારો વર્ષથી સંસ્કારે અને સ્વભાવે આપણે આમ માનતા આવ્યા છીએ. એ માન્યતાને અનુસરીને આપણે આપણા સામાજીક તંત્રની રચના કરી છે. એ તંત્રને પરિણામે આપણે જોઈએ છીએ કે આપણા દેશમાં મોટે ભાગે દરેક સ્થળે સ્ત્રી અને પુરૂષનું પ્રમાણ લગભગ સરખું રહે છે.

આ પ્રમાણ આ રીતે રહે છે, એટલે આપણે એક પુરૂષને વધારે પત્ની કરવાની છૂટ આપી છે, પરંતુ સ્ત્રીને અનેક પતિ કરવાની છૂટ નથી આપી. જો સ્ત્રીને એ છૂટ આપી હોય તો કુદરતનો બરબાદીનો જે ક્રમ રોકાવાનો આપણે ધાર્યો છે એ ક્રમ શરૂ થાય.

આ બધી વાતો ઊંડી છે ને એ બધી વાતોના દોર તો હજારે વર્ષ પહેલાં એવા ધડાઈને રીઢા થઈ ગયા છે કે આપણે એમાં કશી ફેરફાર કરી શકીએ એમ નથી. આપણે તો જેવી દુનિયામાં જન્મ્યા છીએ તેવી જ દુનિયામાં રહેવાનું છે અને પ્રકૃતિના સર્વસામાન્ય ક્રમને માનવજાતે પોતાના પૂરતો નિયંત્રિત કરવાનું જે મહા કાય હાથ પર લીધું છે એમાં સાથ દેવાનું આપણું કર્તવ્ય છે.

નવપરિણીત દંપતી આ બધી વાતો સમજે કે ન સમજે, પરંતુ એક વાત તો એને હૈયાઉકલતથી સમજાય જ છે કે પતિ કે પત્ની અન્ય-મનસ્ક તરીકે રહે એ સંસાર ખારો ઝેર જેવો બને છે. એક બીજામાં સર્વસ્વને જુએ એમાં સંસાર સારભુત બને છે. એટલા માટે જ કામવિજ્ઞાન એ સમાજજીવનનું મહત્ત્વનું અંગ છે.

કામવિજ્ઞાન એ સહકારી જીવનની સર્વોતમ કક્ષા છે. કેમ કે અન્ય કોઈ વ્યક્તિઓ વચ્ચેના સહકારમાં તો કેવળ માનસિક વ્યવસ્થા જ જોઈએ છે. નવદંપતી વચ્ચેના સહકારમાં તો માનસિક વ્યવસ્થાની સાથોસાથ શારીરિક વ્યવસ્થા પણ જોઈએ છે. શારીરિક વ્યવસ્થા મારફત માનસિક વ્યવસ્થા સાધવાનો યત્ન કરવો એ કામવિજ્ઞાનનું ક્ષેત્ર છે.

મને પોતાને કોઈ માણસ કામવિજ્ઞાનની ટૂંકામાં ટૂંકી વ્યાખ્યા કરવાનું કહે તો હું એની એવી વ્યાખ્યા કરૂં કે સામાના શરીર મારફત એના આત્મા સાથે એકરાગ સાધવો એ કામવિજ્ઞાન.

આ રીતે તું જોઈશ કે જાતીયવિજ્ઞાન ને કામવિજ્ઞાન એ બે તદ્દન જુદી વાતો છે. જાતીયવિજ્ઞાન પોતાના શરીરની પારખ માગે છે, કામવિજ્ઞાન સામાના શરીરની પારખ માગે છે.

એટલે કુદરતી સાદ જ્યારે જાગે ત્યારથી કામવિજ્ઞાન સંબંધે તાલીમ આપવી જોઈએ છે, કામવિજ્ઞાનના કેટલાક મૂળભૂત સિદ્ધાન્તો સમજવા જોઈએ છે.

કામવિજ્ઞાન એ કાંઇ આપકળા નથી. મહેનત કરવાથી સિદ્ધ થઇ શકે એવી કળા છે. સામાની આંખને વશ કરવાના વશીકરણુના કોઇ ટાપટીપિયા ઉપાયોની હું વાત નથી કરતો. હું કાંઇ ફુલેલ તેલ ને હેમેલીન સ્નો, ફેસપાઉડર ને ફેશનદાર કપડાં, કાંડાની ઘડિયાળ ને વીસોકાફના જોડાની વાત નથી કરતો. હું કાંઇ ગાનતાન કે વિદ્યાલયની વાત નથી કરતો. હું પહેલી નજરે આકર્ષવાના કોઇયે વારપથની વાત નથી કરતો. એ તો જે આવે છે. તે આપમેળે આવે છે. ઠોઠ નિશાળિયા પાસે વતરણાં ઝાઝાં હોય છે. એ ક્યાંથી ભેગાં કરે છે એ વાત બહુ મહત્ત્વની નથી.

પરંતુ હું કામવિજ્ઞાનના ઠોઠ નિશાળીઆને એમના અંદરના અભાવને ઢાંકનારા બહારના સાજને ઉદ્દેશતો નથી. હું તો સમાજના અંગભૂત બનનાર ગૃહસ્થ ને ગૃહિણીની વાત કરૂં છું.

કામજીવન એ નવદંપતી કે કોઇએ દંપતીના જીવનનું જ એક અંગ બનવું જોઇએ છે. સામાના શરીરનો વધારેમાં વધારે સદુપયોગ કરવો એ દાંપત્યની પહેલી અને છેલ્લી જરૂરત છે.

પતિ અને પત્ની વચ્ચેનો શરીર–સંબંધ પવિત્ર હો કે ન હો પરંતુ ખાનગી તો છે જ. હું તારા કિંવા કોઇએ બીજી નાની બહેનના શયનખંડમાં જરાયે ડોકીયું કરી જવાની કે એ વિષયના તારા અનુભવો કે બીજાના અનુભવો નોતરવાની જરાયે જુગુપ્સા નથી બતાવતો. પરંતુ શયનખંડની અંદરના વ્યવહાર બહારના વ્યવહારના પ્રતિક છે. રાત્રે તો માત્ર દિવસના પડછાયા જ પડે છે.

એટલે જ કામવિજ્ઞાને કેવળ રતિશાસ્ત્ર ન બનવું જોઇએ. એ તો આપણા ગૃહસ્થજીવનનો પ્રધાન સૂર બનવો જોઇએ.

પ્રત્યેક અધિકારની સાથે જવાબદારી સંકળાયેલી છે. દંપતીમાંથી કોઇ એક પક્ષનું જીવન કેવળ પોતાનાં સુખસગવડની તમન્ના પૂરતું ન બની જાય એની કાળજી પહેલાં જ લેવી ઘટે.

નવદંપતી વચ્ચે શરીરના સંબંધ તો થવાના જ. એ શરીરના સંબંધની અન્ય કોઇયે વિગતમાં ઉતર્યા સિવાય હું તો એટલું જ કહું છું કે એ સંબંધ એક બીજાને અસુખકર કે આપત્તિરૂપ ન થાય એટલું જોવાનું રહે છે. સામાના શરીરને નજરમાં રાખવાનું છે અને પોતાના શરીર ઉપરથી પણ નજર નહિ ખસવી જોઇએ. એ બે વાતોનું માપ કાઢ્યા પછી એ શરીરસંબંધ ઉપર બીજું કોઇ નિયંત્રણ હોય તો એકબીજાની ઇચ્છા, સંમતિ કે અનુમતિનું હોઇ શકે. અન્ય કોઇ નિયંત્રણ મૂકીએ તોય ચાલવાનું નથી.

સંતતિનિયમનનાં પુસ્તકોમાં કે જાતીયવિજ્ઞાનનાં પુસ્તકોમાં આ શરીરસંબંધને અંગે ઘણું ઘણું લખાયું છે ને ઘણું યે કહેવાનુ છે. એની યોજના, આસન, વાસના વગેરે સંબંધે જે બધું કહેવાયું છે એમાંથી ઘણુંખરૂં મને પોતાને અપ્રસ્તુત લાગે છે. એ બધી વાતો કેવળ સ્વાનુભવની છે. એ ભરતી ચડે છે ત્યારે એની આડે કોઇ બંધ રહેતા નથી. એટલે હું તો તને કેવળ ભરતી ઓટનો જ ખ્યાલ આપવા માગું છું.

આ ભરતી ઉપર કોઇ કૃત્રિમ બંધન ન મૂકીશ. તેમ એના ઉપર કોઇ કૃત્રિમ સ્વાંગ પણ ન સજીશ. બાર–પંદર દિવસે લગભગ સ્ત્રી કે પુરૂષના શરીરમાં આ પ્રકારની ભરતી ચડે છે. જો બન્નેને સાથે જ ભરતી ચડતી હોય તો તો કામવિજ્ઞાન સંબંધે કાંઇ કહેવા જેવું જ નથી રહેતું. પણ બન્નેને સાથે ભરતી ચડે નહિ ત્યારે શું થાય ?

કામવિજ્ઞાનનો મૂળ પ્રશ્ન આ જ છે, અને એ માનસશાસ્ત્રનો પ્રશ્ન છે. આવે સમયે સંયમ જરૂરી છે. પણ સંયમ ન રહે તો એમાં દોષભાગ નથી રહેતો. જો કે સ્ત્રી કે પુરૂષે પોતાની ભરતી પારખીને પોતાના સાથીમાં એનો પડઘો ઉઠાવવાની મહેનત લેવી જોઇએ. એ કળા છે આપ–કળા છે. એટલે કોઇ કોઇને શીખવી જાય એવું તો

એમાં નથી. એમાં શીખવવાનું હોય તો એક જ છે કે પોતાની ભરતીનો પડઘો ઉઠાવવાનો પ્રયત્ન કરવો એમાં બલાત્કાર નથી, ને માત્ર પડછાયાથી સંતુષ્ટ થઇ જવું એમાં અત્યાચાર છે.

પરંતુ આવું માનસ કેળવવા માટે સમસ્ત જીવનમાં આ જાતની ધેડ પડવી જોઇએ. માનવી માત્રે એ વાત ન ભૂલવી: પરવશતા ને વફાદારી વચ્ચેનો ભેદ બરાબર સમજવો, અને પોતાના સ્વમાન તથા સામાની અધીનતા વચ્ચેનો ભેદ કળવો.

ડોકટરો કહે છે કે કામતૃપ્તિ થતી નથી એથી સ્ત્રીના શરીરમાં અનેક માનસિક રોગો થાય છે. ડોકટરો કહે છે એ ખોટું પણ નહિ કહેતા હોય, પરંતુ હું પોતે તો એમ બરાબર માનું છું કે પતિ–પત્નીનું સહજીવન જો અન્ય તમામ રીતે બંધ બેસતું થતું હોય તો કેવળ કામવિજ્ઞાનને અભાવે કલુષિત થતું નથી. કામવિજ્ઞાનમાં હાવ-ભાવ, વસ્ત્રોની ટાપટીપ, શણગારની સજાવટ કરતાં અનેકગણા વધારે જરૂરી સહજીવનનો સમગ્ર સંતોષ હોવો જોઇએ.

સ્ત્રીઓને માનસિક રોગો થાય છે. દાખલા તરીકે હિસ્ટીરીઆ, મેલેન્કોલિયા, અકારણ વિષાદ, અકારણ ગભરામણ......એ રોગો જ્ઞાનતંતુઓને લાગતા શારીરિક આઘાત કરતાં માનસિક આઘાતથી વધારે પ્રમાણમાં થાય છે.

દંપતીનાં વર્તન જ નાની મોટી વાતમાં એકબીજાને આઘાત કરનારાં હોય, અકળામણ કરાવનારાં હોય તો જરૂર આવાં માનસિક દરદો થાય.

કેવળ સાથે રહેવાથી જ સહજીવન થતું નથી. એકબીજાની મર્યાદાઓ, ઉણપો નિભાવી લેવી જોઇએ. અને એ બધાની ઉપરવટ થાય એવી સમવૃત્તિ જોઇએ. પતિ પત્નીનો સંસાર રોકકળ કે માર-

ઝૂડ કે સંતાપનો સંસાર ન બનવો જોઇએ. પતિ પત્નીએ સાથે રહેવાની ફરજ તો ધર્મની નાંખેલી ફરજ છે. હિન્દુ કાયદા જેવો એકપક્ષી કાયદો સારીયે દુનિયામાં શોધ્યો બીજો નહિ મળે, પરંતુ એ કાયદામાંયે પતિ પત્નીને સાથે જ રહેવાની ફરજ નથી. એટલે કે કશાયે કાયદાના બંધન સિવાય કેવળ આપમરજીથી સાથે રહેતાં પતિ પત્નીમાં સાથે રહેવા માટે થોડો થોડો ભોગ આપવાની તત્પરતા જોઇએ.

જો આમ થઇ શકતું હોય તો સહજીવન એ સાચું સહજીવન છે અને એ જ સાચું કામવિજ્ઞાન છે. બાકી તો ચહાના પ્યાલા માટે જાડી પાતળી રોટલી માટે કે જોડ કપડાં માટે ઝઘડી પડતાં દંપતિ રતિશાસ્ત્ર જાણે તો કાંઇ એમનો કે બીજાનો ઉદ્ધાર કરી શકવાનાં નથી ને ન જાણે તો કોઇનું કાંઇ બગડી જવાનું પણ નથી.

તારા મોટાભાઇ અવિનાશના
આશીર્વાદ.



# નવદંપતીને

[ ખંડ ૨ જો ]

પત્ર પહેલો

## પ્રસ્તાવ

ચી. રજનીકાન્તભાઇ,

આજે પરમ પૂજ્ય પિતાજીનો પત્ર આવ્યો, તે ઉપરથી જાણવામાં આવ્યું કે તમારા લગ્નનું મુહૂર્ત અક્ષયતૃતીયાનું નક્કી થયું છે. તે જાણીને એક બાજુએ મને આનંદ થયો અને વળી બીજી બાજુએ થોડો શોક પણ થયો.

આનંદ થવાનું કારણ ખુલ્લું છે. મારા વહાલા દિયરનું લગ્ન થાય, નાની દેરાણી ઘેર આવે, ઘરમાં લાગતી એકલતાનું નિવારણ થાય અને ઉત્સવના દિવસો આવે, એટલે મારા જેવી ઉત્સવઘેલી સ્ત્રીને આનંદ થયા વિના કેમ રહે? કોઇએ "વિવાહઘેલી" નારનું કહેવત જોડયું છે તે ખરેખર સાચું છે, અને એય સ્ત્રીઓના સ્વભાવને બરાબર પારખીને જ જોડયું છે. લગ્નમાં મહાલવા જેવો બીજો કોઇ આનંદ સ્ત્રી જાતિ માટે નથી. અને વળી તમારૂં લગ્ન તો અનેક રીતે મહાલવા જેવું જ લગ્ન છે. કેમ કે પૂજ્ય પિતાજીનો તથા તમારા મોટાભાઇનો તમારા ઉપર ખૂબ ખૂબ પ્રેમ છે, તમે

ભણ્યા–ગણ્યા, શાણા, આજ્ઞાંકિત અને વહાલસોયા છો; વળી કન્યા પણ એવી છે કે તેને જોઇને કોઇનું ય મન ઠરે. આપણે બે પૈસે સુખી છીએ અને તમારૂં લગ્ન ધામધૂમથી કરવાના પિતાજીના કોડ હું જાણું છું. એટલે તમારા લગ્નનો ઉત્સવ કેવો રમણીય થશે તેની કલ્પના કરતાં મારી છાતી આનંદથી ફુલી જાય છે.

પરંતુ શોક માત્ર એટલો જ થાય છે કે મારાથી આ લગ્નપ્રસંગે ઘેર આવી શકાશે નહિ. ભર્યું ભાદર્યું પિયર કોઇ પણ સ્ત્રીને અળખામણું ન લાગે, વહાલું જ લાગે, પરંતુ નાના દિયરના લગ્ન-ટાણે તો ઘેર જઇ પહોંચવાનું જ મન થાય. તેમ મને ય થાય છે. પણ શું કરૂં ? હમણાં તો પિયર છોડી શકાય તેમ નથી. ચી. બચુને હજી વીશ વાસા થયા અને તમારા લગ્નને દિવસે તેને પૂરો સવા મહિનો ય નહિ થાય, ત્યાંસુધી મારાથી ઓરડો છોડી શકાય નહિ, તો પછી પિયર છોડીને સાસરે તો જઇ શકાય જ કેમ ? એટલે હું લાચાર બની ગઇ છું.

હું તો ઘણું ય ઇચ્છું કે આઠ દશ માસ રહીને તમારૂં લગ્ન લેવાયું હોત તો મારાય કોડ પૂરા થાત. કારણ કે હું લગ્નપ્રસંગે ત્યાં આવી ચૂકી હોત. પરંતુ તમારા જીવનના એવા આનંદોત્સવને આઘો ઠેલાયલો જોવા હું રાજી નથી, એટલે હું એવું ઇચ્છતી જ નથી. હું તો ઇચ્છું છું કે તમારૂં જુગતે જોડું મંગળ મુહૂર્તે જ જોડાય અને એ માંગલિકતા તમારા અને ચી. સવિતાના જીવનમાં સુવાસ પ્રસારનારી બને.

પરિણીત જીવનની સુવાસ કોણ ઇચ્છતું નથી ? હું ત્યાં હોત તો મેં તમને ઘણી ઘણી વાતો કહી હોત, અને મારી એ વાતો તમારા જીવનને સુવાસિત કરવા માટે ઉપયોગી પણ થઇ પડત. હું તમારા જેટલું ભણી નથી અને તમારાથી હું કાંઇ બહુ મોટી પણ નથી, છતાં ચોપડીઓના ભણતર અને જીવનના ભણતર વચ્ચે

ઘણો ફરક રહેલો હોય છે. જીવનના ભણતર વિનાનું ચોપડીઓનું ભણતર પાંગળું હોય છે એમ ઘણી વાર તમારા મોટાભાઈ મને કહેતા. એટલે મારી વાતો તમને ઘણી દિશાઓમાં માર્ગદર્શક થાત.

છતાં મારે તમને જે કાંઈ કહેવાનું હતું તે હવે હું તમને રોજ એક એક પત્ર લખીને કહીશ. પ્રત્યક્ષ વાતચીતથી જે ભણવાનું–શીખવાનું મળે છે, તે આવા પત્રોથી મળતું નથી. પ્રત્યક્ષ વાતચીતમાં તો શંકાઓ ઉઠાવી શકાય છે, તેનાં સમાધાન થઈ શકે છે, અને ઘણી વાર શીખવનારને પણ શીખવાનું સાંપડે છે. એ લાભ પત્રોદ્વારા મળી શકતો નથી. તો પણ જે મુખ્ય વાતો મારે તમને કહેવાની છે તે મારી ભાષામાં જેમ બને તેમ સ્પષ્ટ કરવાનો હું પ્રયત્ન કરીશ.

તમે એમ ન માનશો કે હું કોઈ સ્ત્રી ડાકટર છું કે મોટી માનસશાસ્ત્રવેત્તા છું. હું તો એક સાધારણ સ્ત્રી છું અને જીવનના ટૂંકા–મર્યાદિત અનુભવવાળી છું. પરન્તુ સંસારરૂપ પુસ્તકમાંથી હું જે કાંઈ શીખી છું, અનુભવી ચૂકી છું, અને અનુભવો તથા નિરીક્ષણને આધારે જે આદર્શો ઘડી ચૂકી છું, તેનો ખ્યાલ જ માત્ર આપવાનો હું યત્ન કરીશ.

તમે એ પત્રો ધ્યાનથી વાંચજો અને સંઘરી પણ રાખજો. નવવધૂ ઘેર આવ્યા પછી પણ તે તમને ઉપયોગી થવાનો સંભવ છે. નવદંપતીના જીવનનાં પ્રારંભનાં વર્ષો જેવાં સોનેરી હોય છે, તેવાં જ તે નાજુક પણ હોય છે. એ વર્ષોમાં જ દાંપત્યસુખનાં અને જીવનની સમરસતાનાં બીજ વાવવાનાં હોય છે. એ બીજ વાવ્યા પછી તેને કીડ લાગે કે કુણાં મૂળ સડવાં લાગે એવો યે ભય હોય છે, અને તે વખતે એ બીજને નિરૂપદ્રવે ઉછરવા દેવા માટે જે સાવધાનતા રાખવી જોઈએ, જે પ્રયોગો કરવા જોઈએ, તેવું ઘણું ઘણું તમને મારા પત્રોમાંથી મળશે.

'મોટી ભાભી પત્રમાં આવું આવું લખે છે?' એમ કહીને તમે કોઈ વાર શરમાશો પણ ખરા. પ્રત્યક્ષ વાતચીતમાં શરમાવાનો તમારે અને મારે માટે કદાચ વધુ પ્રસંગ આવ્યો હોત; પરન્તુ પત્ર લખતાં અને વાંચતાં એવો પ્રસંગ પરોક્ષ રહેતો હોવાથી એક રીતે રૂબરૂ વાતચીત કરતાં પત્રો વધારે સ્પષ્ટ થવાનો સંભવ છે. હું લખતાં ન શરમાઉં તો તમારે વાંચતાં શરમાવાની જરૂર નથી. ખોટા શરમાળપણાથી ઘણાં ય નવદંપતીઓના જીવનમાં કાંટા વેરાયા છે, એવું જાણ્યા પછી હું ધારૂં છું કે તમે મારા મતના થશો અને ખોટી શરમને વચ્ચે આવવા દીધા વિના મારા પત્રો વાંચશો.

યાદ રાખજો, હું થોડા માસ પછી જ્યારે ત્યાં આવીશ ત્યારે તમારી પાસેથી અને સૌ. સવિતા પાસેથી પણ તમારા દાંપત્યજીવનની પૂરેપૂરી હાજરી લીધા વિના રહેવાની નથી.

અને છેલ્લે.........

તમારી મોટી ભાભીના

મંગળ આશીર્વાદ.



પત્ર બીજો

# લગ્ન અને પ્રેમ

ચી. રજનીકાન્તભાઈ,

આજકાલ કોઈ યુવક કે યુવતી કહે કે 'મારું લગ્ન થવાનું છે' તો તુરત તેને તેનો મિત્ર કે સખી પહેલો પ્રશ્ન એ પૂછે છે કે 'તમારો પરસ્પર પ્રેમ છે?' પ્રેમ સિવાય લગ્ન થવું જ ન જોઈએ, એવી માન્યતા અત્યારે એટલી બધી રૂઢ થઈ ગઈ છે કે પ્રેમ સિવાયનાં લગ્ન ઉપર ચોમેરથી તિરસ્કાર બતાવવામાં આવે છે, જ્યારે લગ્ન સિવાયનાં કોઈ યુવક-યુવતીના પ્રેમ તરફ સંતોષ કિંવા સહાનુભૂતિની દૃષ્ટિથી જોવામાં આવે છે! આજના જમાનાની અવનવી વાત તો એ છે કે બીજા પુરૂષને કે બીજી સ્ત્રીને પરણી ગએલાં કોઈ સ્ત્રી-પુરૂષ પણ એક-બીજા પ્રત્યે લગ્ન બહારનો છૂપો પ્રેમ ધરાવતાં હોય તો-જનતા અને નીતિની દૃષ્ટિએ તે પ્રેમ ભલે હીન મનાતો હોય, તો પણ-સમાજમાં ક્રાન્તિ નીપજેલી જોવા ઇચ્છનારાં યુવક-યુવતીઓ એવા પ્રેમને જ સાચો પ્રેમ માને છે, અને હિમાયત કરે છે કે એવાં પુરૂષ અને સ્ત્રીને તેમના જૂના લગ્ન-સંબંધથી મુક્ત કરીને નવા લગ્ન દ્વારા દાંપત્યમાં જોડી દેવાં જોઈએ! આજકાલ 'પ્રેમ'નું ગૌરવ આટલું બધું વધી ગયું છે!

આ પ્રેમ કઈ ચીજ છે કે જેને માટે આજનાં યુવક-યુવતીઓ ખૂબ તલસી રહ્યાં છે? લગ્ન પૂર્વે પ્રેમ જાગૃત થયા વિના લગ્ન કરવાની ના કહેનારાં યુવક-યુવતી પ્રેમને ઓળખતાં હોય છે ખરાં?

હું કહું છું કે આજનાં યુવક-યુવતી જેને પ્રેમ કહે છે તે વસ્તુતઃ પ્રેમ હોતો જ નથી; પરસ્પરના આકર્ષણથી ઉત્પન્ન થએલો માત્ર મોહ કે અનુરાગ હોય છે. આ આકર્ષણ ભલે શરીરની સુંદરતાનું ન હોય-જો કે મોટે ભાગે તો શરીરની સુંદરતા જ આકર્ષણમાં

મોખરે ઉભી હોય છે—તો એ આકર્ષણ ભણતરનું, દૃષ્ટિની ચપળ-તાનું, વાણીની મધુરતાનું, કે એવું જ બીજું હોય છે, પણ એ કેવળ ઇંદ્રિયગત આકર્ષણ હોય છે. એવા આકર્ષણથી પ્રેમપત્રો લખવાના શરૂ થાય છે, તે ય વસ્તુતઃ હૃદ્‌ગત પ્રેમનું દર્શન કરાવનારા હોતા નથી. તેમાંથી વાણીલાલિત્યની રેલ વહેતી હોય છે. નક્કર જીવન અને કવિતાની કલ્પનાની વચ્ચે જેટલું વિશાળ અંતર હોય છે, તેટલું અંતર સાચા પ્રેમ અને એ વાક્‌પટુતાભર્યા લલિત પ્રેમપત્રો વચ્ચે હોય છે. એવા પ્રેમથી અને પ્રેમપત્રોથી પોતાની મેળે લગ્નસંબંધ બાંધ-નારાં યુરોપ—અમેરિકાનાં દંપતીઓ પણ થોડા જ અનુભવે જુએ છે કે લગ્ન પૂર્વે તેઓની વચ્ચે જે પ્રેમ હતો તે વસ્તુતઃ પ્રેમ નહોતો પણ કેવળ આકર્ષણજનિત મોહ હતો. આ મોહ કે અનુરાગને સાચો પ્રેમ માનનારાંઓ કેવાં ગોથાં ખાય છે તે તમે સમજી શકશો.

પ્રેમ તો દંપતીની એક એવી માનસિક સમરસ અવસ્થા છે કે, જેને ઇંદ્રિયગત આકર્ષણની ઓછી અપેક્ષા રહે છે; અને એવી સમ-રસ સ્થિતિ લગ્ન પૂર્વે પ્રાપ્ત થવાનો આપણા જીવનમાં અવકાશ પણ ભાગ્યે જ હોય છે: એ તો લગ્ન પછી જ ઉત્પન્ન થાય છે. આપણા દેશમાં અને યુરોપ—અમેરિકામાં થતાં લગ્નો વચ્ચે એ તફાવત છે. આપણે ત્યાં લગ્ન પછી પ્રેમ ઉત્પન્ન થાય છે, યુરોપ—અમેરિકામાં લગ્ન પૂર્વે પ્રેમ હોવો જોઇએ એમ માનવામાં આવે છે.

મારા કથનનો આશય એવો નથી કે કોઇ યુવક હરકોઇ છોકરીને આંખો મીંચીને પરણી લે, પછી આપોઆપ પ્રેમ ઉત્પન્ન થઇ જશે. યુવક યુવતીના વયની, ભણતરની, સંસ્કારની, સ્વભાવની સમરસતાનો આંક કાઢયા પછી લગ્ન કરવાની આજે જે રીત શાણાં કુટુંબોમાં ચાલે છે, તે રીત યુરોપ—અમેરિકાનાં લગ્નો કરતાં કે આજનાં સામાજિક ક્રાન્તિવાદી કહેવાતાં યુવક—યુવતીઓના પહેલાં પ્રેમ અને પછી લગ્ન કરવાના સિદ્ધાંત કરતાં વધારે બંધ બેસતી અને સુયોગ્ય છે.

પાશ્ચાત્ય દેશોમાં થતાં પ્રેમલગ્નોમાં લગ્ન પછી પ્રેમનો નશો એકદમ ઉતરવા લાગી જાય છે, કારણ કે વસ્તુતઃ પ્રેમને બદલે મોહાકર્ષણથી જ તે લગ્નો થયાં હોય છે. આપણા દેશમાં એવી બાહ્ય સમરસતા જોયા બાદ લગ્ન થાય છે કે લગ્ન પછી દંપતી પરસ્પર નિકટ સમાગમમાં આવતાં જેમ જેમ સહવાસ વધતો જાય છે, તેમ તેમ પ્રેમ વિસરતો જાય છે. બાહ્ય આકર્ષણની અપેક્ષા પૂર્વેથી જ રાખી હોતી નથી, તેથી મોહની સ્થૂળ માદકતા હોતી નથી, પ્રેમનો નશો ચડવા–ઉતરવા જેવી સ્થિતિ હોતી નથી. તેમાં તો સ્થિર–શાંત પ્રેમની લહરીઓ માત્ર વાઇ રહી હોય છે અને તે વધુ કાળ એક સરખી રીતે વાઇને જીવનમાં સુવાસ પ્રસરાવે છે.

પ્રેમની માદકતામાં એક એવો જોશ હોય છે કે તેથી માણસ સારામાં સારૂં કાર્ય કરે છે અને ખરાબમાં ખરાબ કાર્ય પણ કરે છે. પણ કેફી માણસનો માનસિક આનંદ ગમે તેવો તીવ્ર હોવા છતાં તે ક્ષણિક હોય છે. એવો આનંદ સૌમ્ય પ્રમાણમાં મેળવ્યા કરવો તેનું નામ જ જીવનની સુવાસ છે. એ સૌમ્ય પ્રેમમાં જ દંપતી પરસ્પર શ્રદ્ધા, ભક્તિ, આદર અને ત્યાગનો અનુભવ લાંબા કાળ સુધી કરી શકે છે. દાંપત્ય એ કાંઇ ક્ષણિક કેફનો આનંદ નથી. આ કારણથી લગ્ન પૂર્વે પ્રેમ હોવો જોઇએ એવું કહેનારાઓની વાતો મને તો પોકળ અને અશ્રેયસ્કર લાગે છે. વરવધૂની બાહ્ય સમાનતા જોયા પછી લગ્ન બાદ સાચો પ્રેમ વિકાસ પામવાની શકયતા હું વધારે જોઉં છું—અરે એવી શકયતા મારા અનુભવનો જ વિષય છે. એમ કહોને !

તમારા મોટા ભાઇ અને હું લગ્નપૂર્વે એકબીજાને જોઇ ચૂકયાં હતાં, એકબીજા વિષે કેટલુંક અમે જાણતાં પણ હતાં. મારૂં ભણતર ઓછું અને તમારા ભાઇનું ભણતર ઘણું વધારે હતું. તોય આપણા બેઉના કુટુંબસંસ્કાર એક સરખા ઉંચા હતા એ જોઇને અને બીજી કેટલીક સમાનતા જોઇને મારા અને તમારા

પિતાજીએ અમારું વેવીશાળ કર્યું હતું. હા, અમેય થોડા પ્રેમપત્રો તો લખેલા, પણ એકબીજાને વધુ ઓળખવા માટે પ્રેમની કવિતાઓ લખીને અમે પ્રેમવાણીના ધોધ વહેવડાવતાં નહિ. અને લગ્ન પછી અમે પ્રેમમાં કેવાં તરબોળ થતાં તેની વાત તો તમને શું કહું ? મને કવિતા લખતાં આવડતી હોત તો હું મારા એ સ્વર્ગીય આનંદનો ખ્યાલ તમને કાંઈક આપી શકત.

એટલે પ્રેમ એ ઈંદ્રિયગત મોહ નથી, ઈંદ્રિયોથી અતીત માનસિક સમરસતા છે અને તે સમાન વય-ગુણવાળાં દંપતીઓના લગ્ન પછી વિકસ્યા કરે છે. એ પ્રેમવિકાસ માટે અનુકૂળ ભૂમિકા જોઈએ છે, એ વળી હું તમને હવે પછી લખીશ, પણ લગ્ન પૂર્વેના પ્રેમ વિના લગ્નમાં પ્રેમ પરિણમતો નથી કે સુખી થવાતું નથી એમ ન માનતા. જો તમે એવું માનશો તો પેલા ક્રાન્તિવાદીઓની જેમ તમે પણ કહી દેશો કે 'લગ્ન પૂર્વે મારો પ્રેમ નહોતો, માટે મારે એને પરણવું નથી, અને તે મારી ધર્મપત્ની થવાને લાયક નથી !' પણ તમારામાં એવી પોકળ ક્રાન્તિનો ધખારો નથી તે હું જાણું છું, એટલે કહી દઉં છું કે સવિતા જેવી શાણી બાળા સાથે જીવનની પ્રેમમયતા વિકસાવવાને લગ્ન પછી પૂરો અવકાશ છે, માટે તમે અધીરા ન થતા.

બસ, આજે તો હવે એટલું જ.

**તમારી મોટી ભાભીના**

આશીર્વાદ.



પત્ર ત્રીજો

# પત્નીને પ્રસન્ન રાખવાની કલા

ચી. રજનીકાન્તભાઇ,

દાંપત્ય એ એક એવી ચીજ છે કે લગ્ન પછી પતિ–પત્ની એકબીજાના પૂરા નિકટ પરિચયમાં આવતાંની સાથે પરસ્પર મમતા ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી. જીવન સુધીનો સહચાર કરવાની લગ્નની પ્રતિજ્ઞા જ એવી આકર્ષક છે કે તે પરસ્પર મમતા ઉપજાવે છે. પરન્તુ એ કાળે દંપતીનું માનસ જે મમતાની વૃત્તિ અનુભવતું હોય છે તે ચીરકાળ ચાલુ રહે એ જ પ્રેમ છે અને એ પ્રેમની સુવાસ જીવનને ભરી દે, ત્યારે એ દાંપત્યમાં સુખાનુભવ કરી શકાય છે. છતાં દાંપત્ય પ્રેમનું પુષ્પ એ અત્યંત સુકોમળ હોય છે એ પણ ન ભૂલી જતા. તે સર્વદા પ્રફુલ્લ રહે તેમાં જ દાંપત્યનો આનંદ રહેલો હોય છે. બીજી બાજુએ તેની સુકોમળતા એવી હોય છે કે તે સહેજમાં કરમાવા લાગે છે તે વખતે તેને અનેક ઉપાયો વડે પ્રફુલ્લ રાખવું જોઇએ છે. ફુલછોડને ઉછેરવાની અને ફુલને પ્રફુલ્લ રાખવાની એક માળીની કળા જેવી જ પ્રેમપુષ્પને પ્રફુલ્લ રાખવાની પણ કળા હોય છે.

દાંપત્યજીવનમાં એ પ્રેમપુષ્પ કોઇ વાર નજીવા કારણસર ચીમળાતું લાગે છે તેવી જ રીતે તેની સુગંધ જ્યારે બહેકી રહી હોય છે ત્યારે મોટાં કારણો છતાં તે કરમાતું નથી, એવી તેની વિલક્ષણતા હોય છે. એ પમરાટમાં એકબીજાની મોટી ભૂલો પણ સહજમાં ક્ષમ્ય બની જાય છે.

પ્રેમ એ દિલનો જ એક ભાગ છે. પ્રથમ દર્શને જ દિલનાં દ્વાર ઉઘડે છે અને પ્રેમનો પમરાટ વહેવા લાગી જાય છે. પણ

એ પમરાટ ઇંદ્રિયોથી અગમ્ય રહે તો તેની સાર્થકતા નથી. આંખ, મુખ, ત્વચા જેવાં એ પમરાટને પ્રસરાવવાનાં જે દ્વાર છે તે દ્વાર ખુલ્લાં હોવાં જોઇએ. એ દ્વાર ખુલ્લાં ન હોય તો પ્રેમનો અનુભવ કરી શકાતો નથી અને કરાવી શકતો નથી. તેટલા જ માટે પ્રેમને પ્રફુલ્લ રાખવાની ચેષ્ટાને હું એક માળીની કળાની સાથે સરખાવુ છું.

તમે તમારા પ્રેમાળ હૃદયને ચીરીને ખુલ્લું તો કરી શકો નહિ, એટલે એ હૃદયને તમારી પત્ની કેવી રીતે જોઇ શકે? પણ વાણી-દ્વારા તમે એ હૃદયને ખુલ્લું કરી શકો છો અને પ્રેમની પ્રતિતી ઉપજાવી શકો છો. તમારા હૃદયકપાટના દ્વાર ખુલ્લાં થશે એટલે પત્નીના હૃદયકપાટનાં દ્વાર ખુલ્લાં થતાં વાર નહિ લાગે. અને પછી પ્રેમમાં જે વિશ્વાસ પ્રગટશે તે તમારા જીવનને સુવાસિત કરશે.

પ્રેમને વાણીની જરૂર છે, પણ અત્યંત વાચાળતાની નહિ, તે પાઠ તમારે તમારી પત્ની પાસેથી શીખવો પડશે. તમે જોઇ લેજો કે તમારી પ્રેમવાણી કરતાં તેની પ્રેમવાણી સંયમથી યુક્ત હશે, વાચાળ તો કદાપિ નહિ હોય. તેનું કારણ શું? સ્ત્રી પુરૂષની પેઠે પ્રેમમાં પૂરેપૂરી ઘેલી તો કદાપિ થતી નથી. તેના મગજમાં કાંઇક વિવેક–સંયમ તો રહે છે જ. પુરૂષ જ્યારે આનંદના મદમાં ચકચૂર બની જાય છે, ત્યારે તેને કશું દેખાતું નથી; પરન્તુ અમે સ્ત્રીઓ પ્રવાહના વેગમાં વહેતી રહેવા છતાં પુરૂષના જેવી અંધ બની શકતી નથી. વહેવારૂપણું અને સહનબુદ્ધિ હમેશાં અમને વિવશ બનાવી મૂકે છે, અને તેથી અમે સ્ત્રીઓ પ્રેમદ્વારા એટલો આનંદ લૂંટી શકતી નથી કે જેટલો આનંદ પુરૂષો લૂંટી શકે છે. જ્યારે પુરૂષ પ્રેમના ઘોડાપર સવાર થઇને આકાશમાં ઉડવામાં મગ્ન બને છે, ત્યારે અમે સ્ત્રીઓ આંખો નીચી ઢાળીને રસ્તાપર દૃષ્ટિ કરીએ છીએ, કે ક્યાંય ધૂળ–કાદવ તો નથી? ડગલે ને પગલે સાવધ રહેવાનું સ્ત્રીને નિઃસર્ગે જ શિક્ષણ આપ્યું છે.

આનો અર્થ એવો ન કરતા કે પુરૂષ કરતાં સ્ત્રી પ્રેમ ઓછો કરે છે, કિંવા તે પ્રેમમાં મત્ત થતી નથી. જે કાંઇ ફેરફાર છે તે પ્રેમની જુદી જુદી દિશાઓનો છે. પુરૂષ પ્રેમમાં મત્ત થઇને પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે અને જગતને ભૂલીને પ્રેમમાં એકદમ તલ્લીન થઇ જાય છે, પોતાના અસ્તિત્વના જ્ઞાનને પણ ક્ષણભર ભૂલી જઇ શકે છે; પરન્તુ સ્ત્રી એ કલ્પનાતીત, સર્વશ્રેષ્ઠ સુખને અનુભવી શકતી નથી. પુરૂષની પેઠે જ તે પ્રેમની વેદી પર પોતાનું સર્વસ્વ અર્પણ કરીને જીવન સુધી એ પ્રકારના સ્વાર્પણમાં જ આનંદ માને છે. દેહની દૃષ્ટિએ જોઇએ તો સ્ત્રીને વધુ કષ્ટો વેઠવાં પડે છે, પરન્તુ તેના અંતરના આનંદને કારણે જ એ કષ્ટોને તે ત્વરાથી ભૂલી જઇ શકે છે અને પુરૂષના પ્રેમપ્રવાહમાં અનુકૂળ બનીને પ્રસન્ન ભાવે વહેવા લાગી જાય છે.

પત્નીનો આદર એ તેની પ્રસન્નતાનો સુંદરમાં સુંદર ઉપાય છે. આદરની સાથે જ સ્ત્રીના રૂપ–ગુણની, તેની આવડતની, તેના સુંદર ભાવોની પ્રશંસા સમજાઇ જાય છે. એ પ્રશંસા જ સ્ત્રીજીવનને પુષ્કળ ઉત્સાહ અને પ્રેરણા આપે છે. એ ઉત્સાહ તમે તમારી આંખે જોઇ શકશો. તમારી પ્રસન્નતા માટે તે તમારી વૃત્તિને અનુકૂળ કાર્યો કરશે. તેનામાં જે ગુણો હશે, આવડત હશે, તેને વિશિષ્ટ રૂપે બતાવી આપવા તે મથશે, અને તેમાં વૃદ્ધિ કરવાનો પણ યત્ન કરશે. તેના ગુણો અને શક્તિની તમે કદર કરશો અને તે પ્રસન્ન ભાવે જ સર્વદા તમારી દૃષ્ટિએ પડશે.

પણ પત્ની પ્રત્યેનો તમારો આદરભાવ કિંવા તેની પ્રશંસા કેવળ પોકળ ન હોય એટલું ધ્યાનમાં રાખજો. એ પોકળ પ્રશંસા કેવળ પોતાના સ્વાર્થ માટે છે એવું સ્ત્રી જોશે કે તુરત તે તમને તિરસ્કારવા લાગી જશે. તમારી પ્રશંસા એ કેવળ કદરદાની છે–ખોટી અને સ્વાર્થ માટેની ખુશામત નથી, એવું ભાન તેને થશે, તો જ

તેની પ્રસન્નતાનો તમે સાક્ષાત્કાર કરી શકશો. અને કદરદાની તો એવી ઉદાર વસ્તુ છે કે જે સ્વાર્થની અપેક્ષા રાખતી નથી, સારા કે ખોટા કાર્યને ઉદારતાથી જુએ છે અને એ કાર્યની પાછળની પત્નીની પવિત્ર ભાવનાનું જ મૂલ્ય આંકે છે.

ધારો કે રોજ રાત્રે દસ વાગતાં ઘેર આવીને સૂઇ જવાનો તમારો નિત્યનો નિયમ છે અને એક રાત્રે તમે બે કલાક મોડા ઘેર આવ્યા. પત્ની બારણાં બંધ કરીને ઉંઘી ગઇ હોય અને તમે દશ–બાર બૂમો મારો ત્યારે તે બારણાં ઉઘાડે અને તમે અંદર જઇ શકો. એ વખતે તમારા મનમાં શું થાય?

જો તમે એમ માનતા હો કે તમે ઘેર આવો ત્યાંસુધી સ્ત્રીએ બારણાં બંધ કર્યા વિના તમારી રાહ જોતા જાગતી જ રહેવું જોઇએ, તો તમને જરૂર ગુસ્સો ઉપજે. તે વખતે તમે કહો: 'એટલી વારમાં ઉંઘ શાની આવી ગઇ? દિવસ ને રાત ઉંઘવા સિવાય બીજું કશું કામ જ નથી કે શું? અને ઉંઘ પણ કેવી? બૂમો મારી ને હું તો થાકી ગયો. કુંભકરણની બહેન છે કે શું?' પણ સ્ત્રી ઉંઘી ગઇ હતી એ એક હકીકત જ હતી, તો તેની પાછળનાં કારણોનું કલ્પિત આરોપણ કરવું એ તમારો અન્યાય લેખાય. તેથી તે સામી ગુસ્સે થાય, અને તેમ નહિ તો નિરાશ તો જરૂર થાય.

તેને બદલે તમે એ જ હકીકતને ઉદાર કદરદાનીથી જોઇ શકો અને કહો: 'મને આવતાં મોડું થયું એટલે રાત્રે ઘરમાં કોઇ ચોર પેસી જશે એવા ભયથી બારણાં બંધ કરી દીધાં હતાં ને? અને બારણાં બંધ કર્યાં એટલે પછી ઉંઘ જ આવે. તેને બદલે જો બારણાં બંધ ન કર્યાં હોત તો તને હું આવું ત્યાંસુધી જાગવાની ચિંતા રહેત અને મારે બૂમો પાડવી ન પડત.' ઘર સાચવવાની સ્ત્રીની કાળજીની આ કદર જ સ્ત્રીને થોડું હસાવશે અને પછી જવાબ અપાવશે:

'તમારી વાત તો સાચી છે, પણ આજે ઘરકામને લીધે થાક એટલો લાગ્યો હતો કે ઉંઘ બહુ જોર કરતી હતી અને જો બારણાં ઉઘાડાં રાખ્યાં હોત, તો તે ઉઘાડાં રહી જાત અને મારાથી કદાચ ઉંઘી જવાત.' અને પછી તમે જરૂર કહેત: 'એમ હતું તો પછી તેં ઠીક જ કર્યું.'

આ તો માત્ર એક દાખલો જ છે. તેમાં પોકળ પ્રશંસા નથી, પણ સ્ત્રીના હૃદયના ભાવની કદરદાની છે અને એ કદરદાની તેને પણ સાચી વાત કહી દેવાની હિંમત આપે છે, તેને પ્રસન્ન કરે છે અને મૂગા રહીને મનમાં ને મનમાં ક્રોધ કે નિરાશા વેઠવાની અનિષ્ટ સ્થિતિમાં તેને રહેવા દેતી નથી. આવી જ કદરદાનીથી તેનાં કાર્યોને અને ભૂલોને તમે જોશો તો કાર્યોને વધુ સારી રીતે કરવાનો અને ભૂલોને નિવારવા માટે વધુ સાવધ થવાનો તે યત્ન કરશે. અને તેની નિત્યની પ્રસન્ન મુખમુદ્રા તમારા આનંદનું તથા તમારો આનંદ તેના પણ આનંદનું સાધન બની રહેશે.

**તમારી મોટી ભાભીના**

આશીર્વાદ.



પત્ર ચોથો

# પૂરતો સહનિવાસ

ચી. રજનીકાન્તભાઇ,

પત્નીને પ્રસન્ન રાખવાને પ્રસંગોપાત કેવી કદરદાનીથી કામ લેવું જોઇએ, એ તો મેં તમને કહ્યું. પરન્તુ એવી કદરદાની દાખવવાના અને પત્નીના મન ઉપર તેની છાપ પાડવાના પ્રસંગો કાંઇ હમેશ આવતા નથી. હમેશાંની તેની પ્રસન્નતા માટે તમારે તેના વ્યક્તિત્વની પૂરી ગણના કરવી જોઇએ.

તમારે તમારી દિનચર્યા એવી રીતે ગોઠવવી જોઈએ કે જેથી તમારા જીવનમાં પત્નીનું પુરેપૂરૂં સ્થાન રહે, એટલું જ નહિ પણ પોતાને પૂરતું સ્થાન આપવામાં આવે છે, એવું તેના ધ્યાનમાં પણ આવે. તમારી દિનચર્યામાં તેની અવગણના થવા પામે એવી રીતે તમારે વર્તવું ન જોઇએ.

દિનચર્યામાં ધંધાને, ધર્મક્રિયાને, હરવા-ફરવાને અને આનંદ-મોજ કરવાને પણ સ્થાન રહેલું છે, પરન્તુ એ બધું કરતાં તમે તમારો પોતાનો જ વિચાર કરો છો અને પત્નીને અવગણો છો, એવું જો તમારી પત્નીને લાગશે તો તે જરૂર અપ્રસન્ન થશે.

કેટલાક પુરૂષો ધધામાં કે નોકરીમાં એવા રચ્યાપચ્યા રહે છે કે ઘેર જમવા અને સૂવા આવવા સિવાય વધુ સમય જ ગાળતા નથી. એવી જ રીતે કેટલાકો આજીવિકાના સાધન પાછળ ગાળવાના સમય સિવાયનો જે કાંઇ ફાજલ સમય હોય છે તે કાં તો ધર્મક્રિયા કરવામાં, કાં તો મિત્રો સાથે હરવા-ફરવામાં અને કાં તો રાત્રે કલબ, નાટક કે સીનેમામાં જઇને આનંદ મેળવવામાં ગાળે છે. આમ ધંધો અને પતિનો શોખ એ બેઉ મળીને તેનો આખો દિવસ રોકી લે છે અને તેમાં પત્નીનું કોઇ સ્થાન

રહેવા પામતું નથી. એવી સ્ત્રી પણ પોતાની અવગણના થતી હોવાને કારણે અપ્રસન્ન રહે છે.

આવો એકલપેટો આનંદ લેનારા અને ધંધામાં ડૂબાડૂબ રહેનારા પુરૂષો પત્નીના પ્રેમના ઉછળતા પુષ્પને અકાળે ચીમળાવી નાંખનારા બને છે. અવકાશનો સમય સારા પ્રમાણમાં પત્ની સાથે વાતચીત કરવામાં, તેના લલિત મનોભાવોને પોષાવામાં અને નિરાંતે તેની સાથે બેસીને આનંદવિનોદ કરવામાં ગાળવો એ પુરૂષની એક અનન્ય ફરજ છે અને તે માટે પૂરતો સહનિવાસ જરૂરી છે. એવો સહનિવાસ જ પતિ–પત્ની જેવી બે જુદી જુદી વ્યક્તિઓને સૂક્ષ્મ રીતે એકબીજાના નિકટના સહવાસમાં રાખ્યા કરે છે અને પોતપોતાના વ્યક્તિત્વની આપ–લે કરવામાં મદદગાર બને છે.

અપૂરતા સહનિવાસનાં પરિણામો કેટલીક વાર બહુ માઠાં આવે છે. સ્ત્રી ઘેર એકલી પડે છે, તેને કોઇ મનમેળાપનું સ્થાન જોઇએ છે, તે તેને મળતું નથી, ત્યારે તે પડોશીઓ સાથે મનમેળાપ સાધવા મથે છે. તે પડોશણો પાસે જઇને બેસે છે, ત્યાંથી સારા–માઠા સંસ્કાર ગ્રહણ કરે છે અને વળી તે કારણે, પતિ પ્રત્યે અસંતુષ્ટ રહેતું દિલ કોઇ વાર પરપુરૂષના સહવાસને શોધતું બની જવાનો ભય પણ ઉપસ્થિત થવા પામે છે.

તમે કહેશો કે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવા માટે સ્ત્રીના દિલની નિર્બળતાનો દોષ છે; પરંતુ હમેશાં એમ નથી હોતું. સ્ત્રી જ્યારે પતિના સહનિવાસને ખૂબ ઝંખે છે અને એ ઝંખનાને પતિ સંતુષ્ટ કરી શકતો નથી ત્યારે તેના દિલની સ્થિતિ જ વિલક્ષણ બની જાય છે. જ્યાંસુધી સ્ત્રીને એક બાળક થતું નથી અને એ બાળક તેના સમય-નિર્વહન માટેનું સાધન બનતું નથી, ત્યાંસુધી પરિણીત જીવનની દશા બહુ નાજૂક રહ્યા કરે છે. પ્રારંભિક દશા તો બહુ ઉત્તેજનાભરી હોય છે અને તન–મનના અણુઅણુને ચંચલ બનાવી મૂકે છે. તે

વખતે તમારો સહનિવાસ તેને સુખ અને સંતોષ આપનારો બને છે; અને જો તમે તેને તે ન આપો તો તે વિવશ બની જાય એમાં શી નવાઈ? પતિ પરસ્ત્રીગામી છે એવું જાણતાની સાથે સ્ત્રી કેમ અસંતુષ્ટ બની જાય છે? તે તમારો બધો પ્રેમ, બધો સમય અને બધું ધ્યાન ચાહે છે, તે પરસ્ત્રીગમનને કારણે જ્યારે તેને મળતાં નથી, ત્યારે તે અસંતુષ્ટ થાય જ. કેટલાકો તેને અસૂયા કહે છે, પરંતુ એ અસૂયાનું બીજ પોતાની ઝંખનાની અણપૂર્તિ અને અસંતોષની અંદર રહેલું હોય છે. એ અસૂયાને જ તમારે પત્નીની અવગણુતાથી ઉપજેલા અસંતોષરૂપે ઓળખી લેવી જોઈએ અને તેના વ્યક્તિત્વની ગણના પાછળ પૂરો સમય અપાવો જોઈએ.

સાફ સાફ શબ્દોમાં કહું તો કુદરતમાં લગ્નની પ્રથા ક્યાંય નથી. લગ્ન કુદરતથી વિરૂદ્ધ છે. કુદરત તો ગર્ભાધાન અને સંતાનોત્પત્તિનો જ આશય ધરાવે છે. લગ્ન અને પરિણીત જીવન એ તો માનવીએ યોજેલી સંસ્થાઓ છે. તે સંસ્થાઓ આવશ્યક જણાઈ છે ખરી, પરંતુ તેમની પવિત્રતા અને નિયમિતતા પણ તેટલી જ આવશ્યક છે. અને એ પવિત્રતા તથા નિયમિતતા પૂરી રીતે નહિ જળવાયાથી લગ્નની પ્રથાએ અનેક વિલક્ષણતાઓ પેદા કરી છે.

લગ્નપ્રથાએ સ્ત્રીઓને પરિસ્થિતિને અનુકૂળ બનવાનો પાઠ પઢાવ્યો છે. સ્ત્રીઓ પોતાને સ્થિતિને અનુકૂળ તુરત બનાવી લે છે. સ્ત્રીસ્વભાવની એ વિશેષતાથી માનવરચિત એ લગ્નની પ્રથાને સ્ત્રીએ મસ્તક નમાવીને સ્વીકારી લીધી છે. તેથી વિપરીત આચરણને તેણે પાપ પણ માન્યું છે. પરન્તુ પુરૂષ સ્ત્રીની પેઠે પોતાના સ્વભાવ પર વિજય મેળવી શક્યો નથી અને તેથી તેણે એક કરતાં વધારે સ્ત્રીઓ સાથે લગ્નો કર્યાં છે અને પ્રેમસાધનાઓ કરી છે. પુરૂષ એકપત્નીધર્મ આચારવામાં પૂરેપૂરો સફળ થયો નથી અને પત્નીની અવગણના કરતો રહ્યો છે, તેથી જ સ્ત્રીના મનમાં તેણે કલુષ જન્માવ્યું છે.

પુરૂષે સ્ત્રીને એકપતિત્વ માટે કાયદાથી બાંધી છે, પણ પોતે એક પત્નીત્વ માટે બંધાયો નથી. આ પરિસ્થિતિથી જે વિષમતા ઉપજી છે અને જે અનર્થો થયા છે, તેનું ભાન સ્ત્રીમાં હવે જાગૃત થયું છે. પહેલાં પણ તેને એ ભાન તો હતું જ પણ તે મન મારીને કષ્ટ ભોગવ્યા કરતી. પરન્તુ હવે તે એટલી જાગી છે કે એ કષ્ટ ભોગવવાની ના કહે છે અને તે પુરૂષને પણ પોતાના જેવા જ કાયદાથી બાંધવા માગે છે. શા માટે? પોતાની થતી અવગણના તેને બહુ સાલે છે. તે પોતાની સંપૂર્ણ ગણના ચાહે છે. પુરૂષ સમજણપૂર્વક તેની ગણના કરવાનું ભાન મેળવી શકયો નથી તેથી તેની ધીરજ ખૂટી છે અને તેથી તેને કાયદાથી બાંધીને પણ પોતાની ગણના કરાવવા માંગે છે.

અલબત્ત, પુરૂષ કાયદાથી બંધાઇને સ્ત્રીની ગણના કરે, તેની સાથેનો સહનિવાસ સ્વીકારે, એમાં કશોય રસ બળ્યો નથી; પરન્તુ નરી અવગણનાથી હીજરાતી સ્ત્રીને એ પ્રકારના સહનિવાસમાંથી કાંઇક આશા રહે છે. તે માને છે કે દિલ વગરના સહનિવાસમાંથી ય કોઇ વાર દિલનો ભાવ પ્રકટશે.

સહનિવાસની જ એ વિશેષતા છે કે એકબીજાના વિશેષ પરિચયમાં રહેવાથી પરસ્પરના વ્યક્તિત્વને પિછાણવાનો સમય મળે છે, અને તેમાંથી સુકાઇ ગએલો ભાવ ફરી જાગૃત થાય છે.

એક એવી વાત છે કે એક દંપતીમાં રોજરોજ કલહ થતો હતો. પતિ વધુ વખત ઘર બહાર રહ્યા કરતો હતો અને પત્ની ઘરમાં બેઠી હીજરાયા કરતી હતી. આ સ્થિતિ બેઉને અસહ્ય થઇ પડી એટલે બેઉએ છૂટાછેડા કરીને મુક્ત થવાનું ઠરાવ્યું અને બેઉ ઇન્સાફ કરાવવા કાજી પાસે ગયાં. કાજીએ બેઉની ફરિયાદો સાંભળી અને વસ્તુસ્થિતિ જાણી લઇને ફરમાવ્યું: ‘તમારે આજની આખી રાત એક જ ઓરડામાં રહેવું અને કોઇએ બહાર નીકળવું નહિ.

એમ રહીને સવારે તમે બેઉ મારી પાસે આવજો એટલે તમારે ઇન્સાફ કરીશ.' કાજીના એવા ફરમાનથી બેઉ એક રાત સાથે રહ્યાં અને સવારે બેઉએ કાજી પાસે જઇને કહ્યું : 'હવે અમા છૂટાછેડા કરવા નથી, સાહેબ!'

આ વાતમાં કશી અસંભવિતતા નથી. જે દંપતીઓ સહનિવાસ માટે પૂરતો સમય આપે છે, તે દંપતીઓના સંબંધમાં આવા ચમત્કારો બને છે. અને ઉલટી પરિસ્થિતિમાં ઉલટા પ્રકારના બનાવે પણ એવી જ ચમત્કારિક રીતે બને છે.

અને તેથી જ પૂરતો સહનિવાસ એ પત્નીને પ્રસન્ન રાખવાને પણ એક ઉપાય બને છે, કારણ કે પત્નીની થતી અવગણના તેમાં જ નિવારણ રહેલું છે.

તમારી મોટી ભાભીના
આશીર્વાદ.



પત્ર પાંચમો

## સમાગમ

ચી. રજનીકાન્તભાઇ,

મનુષ્યનું જીવન તેની આધિભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિને માટે છે એવું જ્ઞાનીઓ કહી ગયા છે; પરન્તુ એ જીવનની ઉત્પત્તિનો આધાર સ્ત્રી અને પુરૂષના જાતીય સમાગમ ઉપર રહેલો છે. એટલે એ સમાગમ પણ આધિભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિનું જ સાધન બને છે. આપણાં શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનું ખૂબ માહાત્મ્ય ગાવામાં આવ્યું છે. તે સાથે લગ્નસંબંધનું માહાત્મ્ય પણ તેટલું જ ગાવામાં આવ્યું છે. બેઉમાં મહત્તા રહેલી છે, પરન્તુ એ મહત્તા નિરપેક્ષ નથી. અપેક્ષાપૂર્વક જ બેઉ ઉત્તમ લેખાય તેમ છે. એટલે લગ્ન થતાંની સાથે સામે આવીને ઉભો રહેતો સમાગમનો પ્રશ્ન હું તમને સમજાવવા ઇચ્છું છું; અલબત્ત, તે સાથે બ્રહ્મચર્યની ઉપયોગીતા અને મર્યાદાઓ દર્શાવવી એ પણ તેના અંગનું જ કાર્ય છે.

પ્રશ્ન નાજુક છે. માનવજીવનના દ્વાર રૂપ સમાગમના પ્રશ્નને આપણે લજ્જાની દૃષ્ટિથી જોવામાં ભૂલ કરીએ છીએ. બ્રહ્મચર્યને આપણે પરમ સદ્‌ગુણ માન્યો તેથી કે કોણ જાણે શાથી, સમાગમને આપણે કાંઇક તુચ્છ દૃષ્ટિથી જોઇએ છીએ; છતાં આશ્ચર્યની વાત એ છે કે પરિણીત જીવનમાં ગરીબ કે ધનવાન, અજ્ઞાન કે પંડિત–દરેક સમાગમને અનિવાર્ય માને છે અને આચરે છે. વનવાસી ઋષિઓએ પણ પરિણીત જીવનમાં સમાગમ આચરતાં લજ્જા કે સંકોચ દર્શાવ્યા નથી; તો એ પ્રશ્નની ચર્ચામાં અને તે વિષેનું પૂરતું જ્ઞાન મેળવવામાં આપણે શાને ખોટી લજ્જા રાખવી જોઇએ ?

સમાગમમાં પુરૂષ ક્રિયાશીલ અને સ્ત્રી નિષ્ક્રિય હોય છે એવી માન્યતામાં કેટલીક ભૂલ રહેલી છે. સમાગમનું એ બાહ્ય સ્વરૂપ છે તેથી એ ભૂલ થવા પામે છે. વસ્તુતઃ પુરૂષ એકી સાથે કેટલાક સમય સુધી અધિક ક્રિયાશીલ રહે છે અને એ ક્રિયાશીલતાની પરાકાષ્ટા આવતાં તે વિરામ પામે છે, પરન્તુ સ્ત્રી તો એ બધો સમય જ નહિ, પણ ત્યારપછી દિવસ અને રાત્રિમાં ક્રિયાશીલ જ હોય છે. સ્ત્રી એ શક્તિનું રૂપ છે; તે સંચય કરે છે, રસને પોતાના સ્નાયુઓમાં પચાવે છે અને કુસુમિત થઇને ફળને સર્જે છે; તે નિષ્ક્રિય રહી શકતી જ નથી. વસ્તુતઃ તે ક્રિયાશીલ હોય છે અને તેનું મન તથા તેના તનની પ્રત્યેક શિરા વીજળીની ગતિથી કામ કરતાં હોય છે. એની એ ક્રિયાશીલતા આંખોથી અગોચર હોય છે એટલું ખરૂં.

સંતાનોત્પત્તિ એ લગ્નનું આધિભૌતિક ધ્યેય છે, એટલે બીજારોપણ માટે સમાગમની આવશ્યકતા રહેવાની જ; પરન્તુ પશુ-પંખી સમાગમની સાથે જ બીજારોપણ કરે છે, અને સ્ત્રી-પુરૂષના અનેક સમાગમો બીજારોપણ વિનાના નિષ્ફળ જાય છે. પશુ-પંખી ઋતુકાળે જ સમાગમ કરવાને કુદરતી રીતે પ્રેરાય છે, સ્ત્રી-પુરૂષ ઋતુકાળ વિના પણ સમાગમ કરે છે. કેટલીક જાતનાં પશુ-પંખીમાં પ્રકૃતિની અમુક ઋતુઓ જ ફળદ્રુપ મનાય છે—એ ઋતુઓમાં જ એ પશુ-પંખી ઈંડાં મૂકે છે અથવા ગર્ભાધાન માટે વધુ યોગ્ય હોય છે; ત્યારે સ્ત્રી-પુરૂષ માટે તો બધીય ઋતુઓ ગર્ભાધાન માટે ઉપયોગમાં લેવાય છે, જો કે શરદ અને વસંત વધારે ફળદ્રુપ હોય એમ તો દેખાય છે. આ દૃષ્ટિથી જોઇએ તો પશુ-પંખીથી મનુષ્ય ખૂબ જુદો પડે છે. બ્રહ્મચર્યની અપેક્ષાએ સમાગમને આપણે અનિષ્ટ માનતા હોવાથી પશુ-પંખી કરતાં મનુષ્યને આપણે વધુ વિષયી અને ઉતરતી કોટિનો માનીએ છીએ. પશુ-પંખીને વધુ વખત બ્રહ્મચર્ય પાળતાં અને મનુષ્યને કોઈ પણ આખી ઋતુ કે આખો માસ સમાગમ વિના નહિ જવા દેતાં જોઇને આપણે કહીએ છીએ

કે પશુ–પંખી કેવાં સંયમી છે અને મનુષ્યો કેવાં અસંયમી અને વિષયી છે? એ દૃષ્ટિએ કેટલાકોને તો મનુષ્ય કરતાં પશુ–પંખીને ઉચ્ચ કોટિના જીવો માનવાનું મન થાય છે. તેમની નિયમિતતા કે નૈસર્ગિક સંયમ માનવને ઉપદેશ આપવા માટે પણ ઉપયોગમાં લેવાય છે.

જે ઋષિ–મુનિઓએ મનુષ્યના આચારધર્મના ગ્રંથો લખ્યા છે તેમણે રજદર્શન પછી–ઋતુસ્નાતા થયેલી પત્નીમાં સમાગમથી ગર્ભાધાન કરવાનું માત્ર કહ્યું છે, અને ગર્ભાધાન થયા પછી સમાગમનો નિષેધ દાખવ્યો છે. એમણે કહેલા બધા નિયમો જો પાળવામાં આવે તો ઋતુસ્નાતા પત્ની સાથેના એક જ સમાગમથી પુરુષ પણ પશુ–પંખીની પેઠે જ ગર્ભાધાન કરી શકે એ સંભવિત લાગે છે. એવો સમાગમ નિષ્ફળ ન જાય, છતાં જો જાય તો બીજા માસમાં ઋતુકાળ આવતાં સમાગમ કરવાનું ઋષિ–મુનિઓ ઇષ્ટ કહે છે. આમ ગર્ભાધાન થતાં સુધી દર માસે એક સમાગમને તેઓ ઇષ્ટ, શાસ્ત્રોક્ત કે નૈસર્ગિક કહે છે; અને ગર્ભાધાન થયા પછીનો સમાગમ નિષિદ્ધ કહે છે.

પણ આ આચારધર્મ મનુષ્યે પાળ્યો નથી અને પાળવાની તેની ઇચ્છા પણ જણાતી નથી. તેટલાં જ કારણસર તે પશુ–પંખી કરતાં ઉતરતો ગણાય છે એ વાજબી છે કે કેમ તેનો વિચાર કરવાની જરૂર છે.

પશુ–પંખીને કુદરતે આપેલી નૈસર્ગિક વૃત્તિથી પ્રેરાઈને તેઓ સમાગમ કરે છે અને એ રીતે વંશવૃદ્ધિ કરે છે. તેઓ બચ્ચાંને ઉછેરે છે તેમાં પણ એ નૈસર્ગિક વૃત્તિ જ કામ કરે છે. મનુષ્યમાં એવી નૈસર્ગિક વૃત્તિ હોવા ઉપરાંત તેનામાં બુદ્ધિ પણ છે, કે જે બુદ્ધિ પશુ–પંખીમાં નથી. એટલે મનુષ્યે સમાગમની નૈસર્ગિક વૃત્તિને બુદ્ધિયુક્ત કલાનું સ્વરૂપ આપ્યું છે, અને તે વૃત્તિને બહેલાવી શકે છે તેમ જ સંયમયુક્ત પણ કરી શકે છે. આ કારણથી માનવવૃત્તિ,

કરતાં પશુવૃત્તિ ઉતરતી છે. પશુમાં બુદ્ધિ નથી; તેથી વાસનાના આવેગથી તે સમાગમ કરે છે, અને જ્યારે મનુષ્ય પણ બુદ્ધિને છોડીને વાસનાવશ થઇ સમાગમ કરે છે ત્યારે આપણે તેને પશુવૃત્તિનો કહીએ છીએ તેનો મર્મ પણ એ જ છે.

આ બુદ્ધિથી મનુષ્યે સમાગમનો કેવળ વંશવૃદ્ધિ માટે ઉપયોગ કરવામાં પોતાની જાતને બાંધી રાખી નથી. એ સમાગમને તે પોતાની ચિત્તવૃત્તિના આનંદ માટે પણ ઉપયોગમાં લે છે. સમાગમથી પુરૂષ આનંદની પરાકાષ્ટા અનુભવીને વિરમે છે, જ્યારે સ્રીને સમાગમનો બધો સમય ચાલુ પ્રવાહિત આનંદાનુભવ મળે છે. તે પુરૂષના જેવી આનંદની પરાકાષ્ટાનો અનુભવ કરતી નથી.

એ આનંદનો ઉપભોગ કરવાની ઇચ્છા સ્રીમાં અમુક સમયને અંતરે નિયમિત રીતે વહ્યા કરે છે. રજોદર્શન પછીના ચોથાથી સોળમા દિવસ સુધી તેની એ ઇચ્છાનો પ્રવાહ ચાલુ રહે છે. જેવી રીતે સમુદ્રમાં ચંદ્રના આકર્ષણથી ભરતી ચડે છે તેવો સ્રીનો પણ એ સમાગમની ઇચ્છાનો ભરતીસમય હોય છે. વળી જેવી રીતે સમુદ્રમાં સુદી પક્ષની ભરતી વેગવાન હોય છે અને વદી પક્ષની ભરતી ઓછી વેગવાન હોય છે, તેમ રજોદર્શન પછીની સ્રીની ઇચ્છાની ભરતી વધુ વેગવાન હોય છે, અને ત્યારપછીના બીજા પખવાડીયાની ભરતી ઓછી વેગવાન હોય છે. આ બેઉ ભરતીનો સમય પારખીને પુરૂષ જો સમાગમ કરે તો તેથી સ્રીને આનંદ મળે છે.

આપણા દેશના કામશાસ્રવેત્તાઓએ આ ભરતીના કાળને સ્રીની ચંદ્રકળાના કાળને નામે આળખાવ્યો છે. ચંદ્રની કળા જેવી રીતે ચડે-ઉતરે છે, તેવી રીતે સ્રીની ચંદ્રકળા તેના જમણા પગને અંગૂઠેથી ચડે છે અને પખવાડીયામાં મસ્તક સુધી પહોંચી, પાછી ડાબા અંગનાં અવયવોદ્વારા ઉતરે છે એવું એ કામશાસ્રકારો કહે છે. અંગેઅંગમાં ચંદ્રકળાના આવા સ્થાનને કાંઇ વૈજ્ઞાનિક સિદ્ધતા મળી નથી, પરન્તુ

પાશ્ચાત્ય કામશાસ્ત્રવેત્તાઓએ પણ પ્રયોગોપૂર્વક એટલું તો શોધી કાઢ્યું છે કે સ્ત્રીમાં રજોદર્શન પછી સમાગમની ઇચ્છાની ભરતી જરૂર ચડે છે અને એ ભરતી ચંદ્રકાળની પેઠે અથવા તો સમુદ્રમાંની ભરતીની જેમ મોટી ભરતી અને નાની ભરતી પણ હોય છે.

સ્ત્રી પોતે આ ભરતીનો સમય પારખી શકે છે, કારણ કે તેને પોતાની સમાગમોત્સુકતાનો અનુભવ થાય છે. એ ઉપરથી જ મેરી-સ્ટોપ્સ નામની એક ડાકટર બાઇએ સંખ્યાબંધ સ્ત્રીઓની તપાસ કરીને તેમની ઇચ્છાની વાતોની નોંધ રાખીને, એવી ભરતી ક્યારે વેગવાન હોય છે અને ક્યારે નરમ હોય છે તે નક્કી કર્યું છે; અને તેનો મેળ આપણા દેશના કામશાસ્ત્રવેત્તાઓએ કહેલી ચંદ્રકળાની પદ્ધતિની સાથે મુખ્ય અંશોમાં મળતો જાય છે. એવા પણ દાખલા તેણે નોંધ્યા છે કે જેમાં વેગવાન ભરતીને કાળે સમાગમ માટે સ્ત્રી વિહ્વળ થઇ ગઇ હોય અને પતિ બહારગામ હોવાને કારણે પરપુરૂષ સાથે સમાગમ કરતાં પણ તેણે પાછું વાળી જોયું ન હોય!

કોઇ કોઇ પાશ્ચાત્ય કામશાસ્ત્રવેત્તાઓ એમ પણ કહે છે કે સમાગમની ઇચ્છાની આવી જ ભરતી પુરૂષમાં પણ આવે છે. પરન્તુ અનેકના અનુભવો કે તપાસથી એ વાત સિદ્ધ થઇ હોય એમ મારા જાણવામાં આવ્યું નથી. પુરૂષની સમાગમોત્સુકતા બાહ્ય પરિસ્થિતિ અને માનસિક વિકારવૃત્તિ ઉપર એટલો બધો આધાર રાખે છે કે આવી નૈસર્ગિક ભરતીનું માપ કાઢવાનું કદાચ મુશ્કેલ બનતું હશે.

પરન્તુ એટલું તો નક્કી છે કે માનવીએ સમાગમને કેવળ સંતાનોત્પત્તિ માટે જ ઉપયોગમાં લેવાનો એકલનિર્ધાર રાખ્યો નથી. તેણે જાતીય સમાગમને પોતાના આનંદનું સાધન પણ બનાવ્યો છે. કુદરત તેવા આનંદ–સમાગમના ટેકામાં ઉભી છે કે વિરોધમાં તે વિષે બે મત છે. પ્રજોત્પત્તિ માટે જ સમાગમ થવો જોઇએ એવો કુદર-

તનો અભિપ્રાય પશુ–પંખીના જાતીય જીવન પરથી પરખાય છે ખરો; પરન્તુ મેં આગળ કહ્યું છે તેમ મનુષ્યમાં બુદ્ધિ છે, અને એ બુદ્ધિનો ઉપયોગ તેણે કુદરતની સામે લડવામાં પણ ક્યાં કર્યો નથી? તેણે પોતાની બુદ્ધિ–શક્તિ વડે કુદરતને પોતાને અનુકૂળ બનાવવા માટે ખૂબ લડતો કરી છે, તે અનુકૂળ ન બને ત્યારે તેણે જાન આપ્યા છે, છતાં તેણે પોતાનો પરાજય પોકાર્યો નથી. કુદરત ઉપર વિજય મેળવવાને સતત મથન કરવામાં તેણે પોતાની બુદ્ધિ અને શક્તિના ચમત્કારો કરી બતાવ્યા છે. એટલે કુદરતનો અભિપ્રાય હોય કે ન હોય, છતાં મનુષ્યે તો તેના અભિપ્રાયની વિરૂદ્ધ થઇને પોતાના આનંદ તથા સંતોષ માટે અનેક કાર્યો કર્યાં છે અને તે કરતો જ રહેવાનો છે. કુદરત તો કહે છે કે પ્રત્યેક પ્રાણીમાં મૈથુનવૃત્તિ–વંશવૃદ્ધિની ઇચ્છા રહેલી જ છે; છતાં માનવી જીવનભર બ્રહ્મચર્ય પણ પાળે છે અને કુદરતને હરાવે છે. એ જ રીતે તે વંશવૃદ્ધિની ઇચ્છાથી તેમ જ ચિત્ત-વૃત્તિના આનંદની ઇચ્છાથી પણ સમાગમ કરે છે. એવા સમાગમમાં સફળ અને સૂક્ષ્મ આનંદ પણ રહેલો છે તેની પારાયણ હું અહીં કરવા નહિ બેસું, પરંતુ એટલું જ કહીશ કે આનંદ–સમાગમની ઇચ્છાને દમન વડે રોકવાથી ઘણી વાર શારીરિક અને માનસિક માઠાં પરિણામો આવ્યાના દાખલા મળે છે.

પત્ર લાંબો તો થયો, પરન્તુ સમાગમ વિષેની પ્રાથમિક વાતો હું તમને ઠીક-ઠીક સમજાવી શકી છું એમ મને લાગે છે.

**તમારી મોટી ભાભીના**

**આશીર્વાદ.**



પત્ર છઠ્ઠો

# સમાગમનું નિયમન

ચી. રજનીકાન્તભાઇ,

ગઇ કાલે મેં તમને પત્ર લખીને ટપાલમાં નાંખી દીધા પછી એ પત્રમાંનું એક વાકય મને બહુ ખૂંચ્યું અને તે વિષે લાંબો વિચાર કર્યા પછી મને પસ્તાવો પણ થયો. એ વાકય મેં તમને ખોટું લખ્યું નહોતું, પરન્તુ પસ્તાવો એટલા માટે થયો કે એ વાકયમાં મારાથી અધુરાપણું રહી ગયું હતું, તેનું તે વખતે મને ભાન ન થયું અને તેનો પાછળથી વિચાર આવતાં પસ્તાવો થવા લાગ્યો.

આ વાકય એ હતું કે 'આનંદ-સમાગમની ઇચ્છાને દમન વડે રોકવાથી ઘણી વાર શારીરિક અને માનસીક માઠાં પરિણામો આવ્યાના દાખલા મળે છે.' આ વાકય અધૂરૂં અને અસ્પષ્ટ છે. એનો અર્થ તમે કદાચ એવો પણ સમજી લ્યો કે જયારે જયારે સમાગમની ઇચ્છા થાય, ત્યારે ત્યારે તેને માર્ગ આપવો જ જોઇએ, નહિ તો તેનાં માઠાં પરિણામ આવે. પણ મારા કથનનો-આશય એ નહોતો, અને તેના વિશેષ સ્પષ્ટીકરણ માટે મારે આ પત્ર લખવો પડે છે.

કામનો આવેગ રોકવાથી માનસિક-શારીરિક હાનિ થવાનો ભય રહેલો છે અને એ આવેગ રોકવાને પરિણામે ઘેલછા, હિસ્ટીરીયા અને એવાં જ બીજાં દર્દો લાગુ પડવાનો ભય રહેલો છે ખરો, પરંતુ કામેચ્છા થતાંની સાથે જ તેની તૃપ્તિનો માર્ગ ખોલી નાંખવો જોઇએ એ બરાબર નથી. એવી પુનઃ પુનઃ થતી ઇચ્છાને માર્ગ આપતા રહેવાને પરિણામે પણ કામેચ્છાના નિરોધ કરતાંય વધારે માઠાં પરિણામો આવે છે! પૂરો ઘડો છલકાતો નથી, પણ અધૂરો ઘડો જ છલકાય છે; પૂરો ઘડો ત્યારે જ છલકાવા લાગે છે કે જ્યારે તેમાંના પાણીને વેગ મળવાનાં કાંઇ ખાસ કારણો ઉપસ્થિત થાય

છે. તેવી રીતે જે પુરૂષ વીર્યથી ભરપુર હોય છે તેનો ઘડો ખાસ પરિસ્થિતિ વિના છલકાતો નથી, પણ જે અલ્પવીર્ય હોય છે તે પુનઃ પુનઃ છલકાય છે અને વીર્યવાળા પુરૂષો સહેજમાં કામાતુર બની જાય છે અને જેમ જેમ તે વધુ ને વધુ સમાગમ દ્વારા તૃપ્તિ શોધે છે તેમ તેમ તે વધુ નિર્બળ થતાંની સાથે શીઘ્ર કામાતુર બને છે. એટલે કામાતુરતા કે કામની ઇચ્છા હમેશાં સાચી જ હોતી નથી. અલ્પવીર્યતાથી જ્યારે કામાતુરતાનું દર્દ પુરૂષને થાય છે ત્યારે તેનો વેગ ઘેલછા ભર્યો હોય છે, પણ એ સબળતાની નિશાની નથી હોતી, નિર્બળતાની-અલ્પવીર્યતાની-દર્દની નિશાની હોય છે.

સાચી કામેચ્છાને અને ખોટી કામાતુરતાને પુરૂષ પોતાની મેળે જ ઓળખી શકે છે અને તે વખતે તેણે વિવેક વાપરીને ખોટી કામાતુરતાને સંયમથી દાબવી જોઇએ, નહિ તો તેનાં માઠાં પરિણામ આવે છે અને તેમાંથી ધાતુક્ષય જેવાં અનેક શારીરિક દર્દો પણ થાય છે. એટલે કામેચ્છાને દાબવી એ નિતાંત દોષ નથી. એ જો દોષ હોય તો સંયમને સ્થાન જ ન રહે. પણ દાંપત્યજીવનમાં સંયમને તો મુખ્ય સ્થાન રહેલું હોય છે.

આ જ કારણે કામેચ્છાને મોકળી મૂકવી ન જોઇએ પણ તેને નિયમવશ બનાવવી જોઇએ એમ કહેવાનો મારો આશય છે. એ જ રીતે કામેચ્છા એ ગંદી અને વીર્યનું હરણ કરનારી છે એમ માનીને તેને દાબવામાં જ હમેશાં લાભ છે અને વીર્યનું રક્ષણ થાય છે એમ પણ માની લેવું ન જોઇએ. નિયમને વશ જો કામની ઉત્કટ ઇચ્છા થાય તો તેને માર્ગ આપવો એ અનિષ્ટ નથી, બલ્કે માનસિક અને શારીરિક સ્વાસ્થ્ય માટે ઇષ્ટ છે.

આ ઉપરથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કામેચ્છાને વાજબી રીતે સંતોષવાનું પ્રમાણ શું? તેનું શું કોઇ સામયિક પ્રમાણ બાંધવું જોઇએ? સાચી અને ખોટી કામેચ્છા વચ્ચેનો ભેદ કેવી રીતે

**સમજવો ? એ ભેદ સમજાય અને પ્રમાણ બંધાય, તો પણ જો તીવ્ર કામેચ્છા થાય તો શું તેને દમવી કે ડામવી જ જોઇએ ? તેથી હાનિ ન થાય ?**

આ પ્રકારના કોઇ સર્વસામાન્ય કાયદા કે નિયમ કોઇ બાંધી શક્યું નથી અને જેઓએ તે બાંધ્યા છે તેમની વચ્ચે પણ મતભેદ છે. કોઇ ડોકટર કહે છે કે લગ્નજીવનના પ્રારંભમાં યોગ્ય દિવસોને આંતરે માસિક દસ–બાર સમાગમ કાંઇ વધુ પડતા નથી, તો કોઇ કહે છે કે અઠવાડિયામાં એકથી વધુ સમાગમ અનિષ્ટ છે. આપણા દેશના કામશાસ્ત્રવેત્તાઓ તો સામાન્ય રીતે માસમાં બે વાર સ્ત્રીને કામેચ્છાની ભરતી વેળાએ જ સમાગમ પૂરતો માને છે. વસ્તુતઃ સહનશક્તિને આધારે એ નિયમન વ્યક્તિગત જ સ્થાપી શકાય.

પણ સ્વાસ્થ્ય ન બગડે અને કામેચ્છાની અતૃપ્તિ પણ ન રહે, તે માટે કેટલાક સામાન્ય નિયમો તો હું તમને જરૂર સૂચવી શકું અને એ નિયમો જો તમે પાળો તો તમે કામેચ્છાને દમ્યા વિના સંયમમાં રાખવાનો અભ્યાસ પાડી શકો. એ નિયમો પાળવાથી સંયમ તમને કષ્ટકર નહિ લાગે, કે જેવું કષ્ટ અલ્પવીર્ય કામાતુર પુરૂષને પોતાની ઇચ્છાના આવેગને રોકતાં અનુભવવું પડે છે.

તમને ખબર હશે કે નહિ તે હું જાણતી નથી, પણ ઘણાને તો ખબર નથી હોતી કે આગલા વખતમાં સુખવસ્તુ પુરૂષો, ધનાઢ્યો અને રાજાઓ પત્નીની સાથે એક જ ઓરડામાં સૂતા નહિ ! તમને આ વાત નવાઇ ભરી લાગશે. પણ એ વાત સાચી છે. સ્ત્રી–પુરૂષોના શયનગૃહ જૂદાં જૂદાં રહેતાં અને સમાગમ માટે તો ખાસ રતિગૃહ કે વિલાસગૃહ તરીકે ઓળખાતો જૂદો ઓરડો રાખવામાં આવતો, જ્યાં પતિ પત્ની મળતાં, વાતો કરતાં અને વિલાસ કરતાં. પછી તેઓ છૂટાં પડતાં અને પોતપોતાના શય્યાગૃહમાં જઇ શાંત નિદ્રા લેતાં. આથી સમાગમ ઉપર સંયમ જાળવી શકાતો.

આજે તો દંપતી માટે એક જ શયનગૃહ હોય છે અને જૂના વખતનો એ સુખવસ્તુ કુટુંબોનો રીવાજ પળાય તેમ નથી. પરન્તુ એક જ શયનગૃહમાં પતિ–પત્નીની શય્યાઓ તો જૂદી રાખવી જ જોઇએ. હું જાણું છું કે ઘણાં કુટુંબોમાં નવપરિણીત દંપતીઓની શય્યા–જ્યાંસુધી તેમને બાળક થતું નથી ત્યાંસુધી–એક જ હોય છે, બેઉ ભેગાં સૂએ છે, અને તેનું પરિણામ સમાગમની અતિશયતામાં આવે છે. સ્ત્રીનો સ્પર્શ પુરૂષ માટે કામોત્તેજક બને છે અને સ્ત્રીને માટે પુરૂષનો સ્પર્શ કામોત્તેજક બને છે : સ્ત્રી પોતાનું માનસિક ઉત્તેજન લજ્જાવિવશ રહેવાના સ્વભાવથી દાખવતી નથી અને પુરૂષ દાખવે છે. પુરૂષ કામોત્સુક હોય અને સ્ત્રી ન હોય, તો પણ પુરૂષની ઇચ્છાને વશ રહેવાના સ્વભાવથી, તેમ જ પોતાની ભોગ્ય તરીકેની હીનસ્થિતિ સમજવાને કારણે સ્ત્રીને પુરૂષને તાબે થવું પડે છે. પરિણામે સમાગમની સંખ્યા વધે છે. પરંતુ જો જૂદી જૂદી શય્યા હોય તો સ્પર્શ ઉપર કાંઇક મર્યાદા રહે, એથી કામોત્સુકતા ઓછું જોર કરે અને બેઉ ઉંઘ પણ સારી રીતે લઇ શકે. હું પરણી ત્યારે તમે નાના હતા એટલે તમને શી ખબર હોય ? પણ બીજા જ દિવસથી મેં મારા ઓરડામાં જૂદી જૂદી પથારીઓની વ્યવસ્થા કરી નાંખી હતી અને તે વખતે તમારા ભાઇને એ નહોતું ગમ્યું. પણ પાછળથી તેમને એ વ્યવસ્થા બહુ ગમી હતી. અત્યારે હું ત્યાં નથી, પણ તમને કહું છું કે ઘરનાંઓએ એક જ શય્યાની વ્યવસ્થા કરી હોય તો પણ તમે બે શય્યાઓની વ્યવસ્થા કરાવી લેજો; અને મને ખાત્રી છે કે સવિતાને પણ એ વ્યવસ્થા ગમશે.

બીજું એ નિયમન રાખજો કે પત્નીની સ્પષ્ટ અનિચ્છા હોય તો સમાગમ ન કરવો. સ્ત્રી લજ્જાળુ હોય છે અને તે કદાપિ સ્પષ્ટ હકાર આપતી નથી. છતાં તેના અંતરનો હકાર–નકાર ચતુર પુરૂષ સમજી શકે છે. લજ્જાથી ના કહેતી સ્ત્રીના અંતરમાં જો હકાર હોય છે તો તેના વદન પરનો ઉત્સાહ કે પ્રસન્નતા છાનાં રહેતાં નથી,

અને તમારી ઇચ્છાને વશ થતી સ્ત્રીના અંતરમાં જો નકાર હોય છે તો તેના વદન પરનો નિરૂત્સાહ, કંટાળો કે અપ્રસન્નતા પણ છાનાં રહેતાં નથી.

એક શય્યાનો ત્યાગ, પત્નીની પ્રસન્નતા અને બે સમાગમો વચ્ચે યોગ્ય દિવસોનું અંતર એટલા સામાન્ય નિયમો જાળવીને વર્તશો તો પણ તમે સમાગમોની સંખ્યાને મર્યાદામાં રાખી શકશો અને શારીરિક-માનસિક અસ્વાસ્થ્યનો ભોગ બનતા બચી શકશો. આનો અર્થ એ ન સમજતા કે સમાગમનું આટલું પ્રમાણ જરૂરી જ છે. એનું પ્રમાણ સ્થાપવું એ વ્યક્તિગત પ્રશ્ન છે. છતાં બેઉની પૂર્ણ ઇચ્છાકાળે જ સમાગમ થાય અને સમાગમની સંખ્યા ઓછી રહે તો તે જ હિતકાર માર્ગ છે.

સામાન્ય રીતે સાત્વિક ભોજન, મિત આહાર, વ્યાયામ અને પ્રસન્ન વાતાવરણ, એટલાં વાનાં હોય તો કામેચ્છા પણ સૌમ્ય પ્રમાણમાં જ જાગૃત થાય છે. નવદંપતીને ગરમ મસાલા અને ઉત્તેજક વસાણાં ખવરાવવાનો આપણે ત્યાં રીવાજ હોય છે, પણ મને તો સૌમ્ય ભોજન જ દંપતીને માટે પણ હિતકર છે એમ લાગે છે.

પત્ર લાંબો થયો તો પણ એક વાત તો કહેવી રહી જ ગઇ. સંયમ ક્યારે કહેવાય અને દમન ક્યારે કહેવાય, તે જાણવાની જરૂર છે : કારણ કે સંયમ હિતકર છે, પણ દમન કેટલીક વાર માઠાં પરિણામ લાવે છે. એટલે એ બેઉ વચ્ચેનો ભેદ સમજીને સમાગમના વિષયમાં સંયમ આચરવો જોઇએ. પણ હવે અત્યારે નહિ લખું. બચુ પારણામાં પડ્યો પડ્યો રડે છે, કારણ કે તેને પોતાની ઇચ્છાની વિરૂદ્ધ ક્ષુધાનું દમન કરવું પડે છે! એટલે હવે તો એ કાલે જ લખીશ.

**તમારી મોટી ભાભીના**
**આશીર્વાદ.**

પત્ર સાતમો

## સંયમ અને દમન

ચી. રજનીકાન્તભાઇ,

શરીરના સ્વાસ્થ્ય માટે તમે સમાગમની અમુક મર્યાદા બાંધી લીધી હોય અને છતાં એ મર્યાદા તોડવાને મન ઉંચું નીચું થઇ રહ્યું હોય, ત્યારે તમારે શું કરવું ? તમે કહેશો કે તમારે મનને કાબમાં રાખવું, પણ મન કાબૂમાં ન રહેતું હોય તો ? આજ મુસ્કેલી નવ-દંપતીના જાતીયજીવનમાં વારંવાર ઉપસ્થિત થાય છે.

મનને વિકળ બનાવનારા ઘણી વાર બાહ્ય સંયોગો હોય છે. તમારો નિશ્ચય હોય કે સમાગમની બાંધેલી મર્યાદા તોડવી નથી, છતાં એકાંતમાં પત્નીનું હસતું મુખ, ઉત્તેજક સુગંધ, શય્યામાંનો સ્પર્શ કે એવા બીજા કારણોથી તમે વિકળ બની જાઓ એ સંભવિત છે. તે વખતે તમને સંયમની જરૂર છે એમ તમે સમજો છો, છતાં સંયમ રાખવાનું બની શકતું નથી. તે વખતે તમારે એ બાહ્ય ઉત્તેજક સંયોગોનો ત્યાગ કરવો જોઇએ, એટલે કે જૂદી શય્યામાં સુવું જોઇએ અને ઠંડા પાણીથી સ્નાન કરી લેવું જોઇએ. એવા અથવા તો સ્થિતિને અનુકૂળ બીજા યત્નો કરવાથી તમારી વિકળતા જશે, મન શાંત થશે અને ઉંઘ આવી જશે.

મનને સંયમનો પણ અભ્યાસ કરાવવો પડે છે. જે કાંઇ સામાન્ય રીતે દુષ્કર લાગે છે તે કરવા લાગીએ તો તે થાય છે અને ધીરે ધીરે અભ્યાસ પડે છે એટલે તે સહજસિદ્ધ બને છે. એવી જ વાત સંયમની છે. અસંયમપુર્વક એક માણસ વિલાસ કર્યા કરે અને પછી તેને કારણવશાત્ સંયમ કરવાનું કહેવામાં આવે તો સંયમ કરી શકાતો નથી. તબીયતને કારણે વૈદ્યે સમાગમનો ત્યાગ કરવાનું કહ્યું હોય તો પણ તે દર્દી સંયમ રાખી શકતો નથી. પત્ની સગર્ભા હોય ત્યારે સમાગમ

નિષિદ્ધ જ હોવો જોઇએ છતાં પુરૂષ સંયમ રાખી શકતો નથી. પત્ની પિયરમાં હોય ત્યારે તે સંયમી બની શકતો નથી અને કુમાર્ગે જાય છે. પરંતુ જો સંયમનો અભ્યાસ રાખ્યા કર્યો હોય તો સંયમ દુષ્કર બનતો નથી. સંયમ એનું નામ છે કે જે અભ્યાસે કરીને સિદ્ધ થાય છે અને બુદ્ધિપૂર્વક આચરવામાં આવે છે.

પણ દમન જૂદી જ વસ્તુ છે. સંયમી પુરૂષ પણ જયારે મનની ઇચ્છાને રોકી શકતો નથી, રોકવાના બાહ્ય પ્રયત્નો કર્યા પછી ચિત્તમાંથી ઇચ્છા જતી નથી અને ચિત્તને વ્યાકુળ બનાવ્યા કરે છે, ત્યારે તે મનના વેગનું દમન કરે છે. એવું દમન જો ચિત્તને અસ્થિર કરનારૂં લાગે તો તે સંયમ નથી એમ સમજીને ચિત્તને શાંત કરવા સમાગમ કરવો એ અયોગ્ય નથી. પતિની એવી વ્યાકુળ અવસ્થા જોઇને કોઇ કોઇ વાર સગર્ભા પત્ની અનિચ્છાએ પણ સમાગમ માટે પતિને વશ થાય છે. દમન અનિષ્ટ એને જ માટે છે કે જે સંયમ કરવાની શક્તિવાળો હોવા છતાં અને સંયમને માર્ગે જવા ઇચ્છતો હોવા છતાં મનની સતત વ્યાકુળતાને અનુભવે છે. એવી સ્થિતિમાં દમન ન કરવું. પણ તેનો અર્થ એવો નથી કે વૃત્તિઓને મોકળે મહાલવા દેવી અને સંયમ ન કરવો.

ઠંડે પાણીએ સ્નાન કરવું, નિયમિત વ્યાયામ કરવો, ઉજાગરા ન કરવા, અકરાંતિયાની પેઠે પેટ ઠાંસીને ન જમવું, મસાલા અને વસાણાં બહુ ન ખાવાં, કામોદ્દીપક વાર્તાઓ ન વાંચવી, કામલોલુપ સ્ત્રી–પુરૂષના સંગમાં ન રહેવું. એવા ઘણા બાહ્ય ઉપાયોથી પુરૂષ મનોવૃત્તિને સાત્વિક રાખી શકે છે, સંયમ કરી શકે છે અને મનનું દમન કરવા જેવો કલેશકર પ્રસંગ આવવા પામતો નથી.

મનને બહુ ન દમવું એમ સમજીને મનને શાંત કરવા સમાગમ કર્યા પછી પુનઃ પુનઃ એવી જ ઇચ્છા થયા કરે, તો સમજવું કે અદ-મનને પરિણામે અસંયમને ચીલે ચડી જવાય છે અને સંયમને

કેળવવાની જરૂર છે. એવે વખતે શાણો પતિ સમજીને પત્નીને પિયર રમાવે છે, અને શાણી પત્ની પણ એવા વિયોગને હિતકર સમજીને અસંતુષ્ટ થતી નથી.

પતિ–પત્ની સાથે જ રહે એ પ્રેમવૃદ્ધિનો ઉપાય છે ખરો, પણ એવો સહનિવાસ અસંયમનું કારણ બને ત્યારે તેની મર્યાદા પણ સમજી લેવી જોઇએ. નહિ તો પછી તમે ઘણી યે વાર જોયું હશે કે લગ્ન પછીના મહિના બે મહિનાના સહનિવાસ પછી ઘણાંય પતિ પત્ની કેવાં ફીકાં ફચ બની જાય છે! સંયમીઓ માટે જ સહનિવાસ પ્રેમવૃદ્ધિનું સાધન બને છે, અસંયમીઓ માટે નહિ.

વિરહી પતિ–પત્નીઓનાં રોદણાં તમે સાંભળ્યાં હશે અને તેની કવિતાઓ પણ વાંચી હશે. પણ એવો વિયોગ જ મિલનની મિઠાશને વધારે છે, પ્રેમને વધારે છે, અને મનને સંયમી રહેતાં શીખવે છે: એટલે એવા વિયોગનું–ઇરાદાપૂર્વક વેઠેલા કે વડીલોએ ગોઠવેલા વિયોગનું પણ નવદંપતીઓના જીવનમાં આવશ્યક સ્થાન રહેલું છે. પતિ–પત્ની એવા વિયોગની સંભાવનાથી શોકાતુર તો થાય, પણ એવા વિયોગનું મહત્ત્વ પણ સમજે.

**તમારી મોટી ભાભીના**

આશીર્વાદ



પત્ર આઠમો

# સમાગમમાં અસંતુષ્ટતા

ચી. રજનીકાન્તભાઇ,

સમાગમ એ સ્ત્રી અને પુરૂષ બેઉને સંતોષ ઉપજાવનારો થવો જોઇએ, જતાં સમાગમમાં અગ્રવર્તી પુરૂષ થાય છે, એટલે જે પુરૂષ એમ માનતો હોય કે પોતાની તૃપ્તિથી સમાગમ પૂર્ણ થવો જોઇએ, તો તે તેની ભુલ છે. પુરૂષ સમાગમના આનંદની પરાકાષ્ઠા અનુભવી શકે છે, એવી પરાકાષ્ઠા સ્ત્રી અનુભવતી નથી, પણ તેનો આનંદ તો વહેતા પ્રવાહ જેવો હોય છે. પુરૂષ સમાગમમાં અગ્ર-વર્તી થાય, તે પહેલા સમાગમનો આનંદ અનુભવવા માટે સ્ત્રી તૈયાર હોય છે કે નહિ તે તે જોતો નથી, તેથી સમાગમનો આનંદ બેઉ પક્ષે સમાન હોતો નથી. એથી પુરૂષ તો આનંદ મેળવી નિવૃત્ત થાય છે, પણ સ્ત્રી અસંતુષ્ટ રહે છે અને એવા વારંવારના અસંતોષથી સ્ત્રીને કેટલાંક દર્દો અને વિકારોના ભોગ થવું પડે છે.

એટલે સમાગમ પૂર્વે પુરૂષે સ્ત્રીને તે માટે પૂરતી તૈયાર કરવી જોઇએ. સ્ત્રીની ઇચ્છા ન હોય, તો પણ પુરૂષ પોતાના આનંદ માટે સમાગમ કરે, એ એક પ્રકારનો વ્યભિચાર છે. એટલે સ્ત્રીની ઇચ્છા જાગૃત કરવી જોઇએ. એવી જાગૃતિ માટે ચુંબન-મર્દનાદિ આવશ્યક હોય છે, પરન્તુ કેટલીક વાર એથી પણ સ્ત્રીની કામવાસના જાગૃત થતી નથી. તેનું કારણ એ હોય છે કે તે પોતાના મનની નીરોગી સ્થિતિમાં હોતી નથી. કોઇ કારણવશાત્ સ્ત્રી ઉદાસ હોય છે ત્યારે તેને ચુંબનાદિ જાગૃત કરતાં નથી બલ્કે કંટાળો આપે છે. ઉદાસ સ્થિતિનું કોઇ કારણ હોય છે, પરંતુ લજ્જાવશ સ્ત્રી એ કારણ

પૂછતાં છતાંય કહેતી નથી, છતાં એવા કાળે પુરૂષે સમાગમનો વિચાર છોડી દેવો જોઇએ.

સ્ત્રીની વાસના જાગૃત થયા પછીનો સમાગમ જ સ્ત્રીને આનંદ આપનારો થાય છે, એટલું જ નહિ પણ કામવશ સ્થિતિમાં આવેલી સ્ત્રીનો સમાગમ પુરૂષને પણ તૃપ્તિ આપનારો બને છે. ગર્ભાધાન પણ એક પૂર્ણ કામવશ સ્થિતિમાં હોય તો જ થવાનો વિશેષ સંભવ હોય છે, જો કે કામવશ સ્થિતિમાં કરેલો દરેક સમાગમ ગર્ભાધાન કરનારો નીવડે છે એમ તો કહી શકાય નહિ.

પત્નીની કામતૃપ્તિની દરકાર વિના જે પતિ સમાગમ કરી પોતાનો આનંદ લૂટે છે તે પતિ તરફ સ્વાભાવિક રીતે જ પત્નીને કંટાળો આવે છે. આ કંટાળો મ્હોંથી તો તે કદાપિ વ્યક્ત કરતી નથી, પણ તેની છાપ તેના મન ઉપર રહ્યા જ કરે છે. અને ઘણા પ્રકારના કલહો સ્ત્રીના મન ઉપરની એવી છાપમાંથી જ જન્મેલા હોય છે. કલહનાં બાહ્ય કારણો જૂદાં દેખાય છે, પરન્તુ એ માત્ર નિમિત્ત હોય છે. ઊંડું કારણ અસંતોષથી હીજરાતું હૃદય હોય છે. એવા પતિઓથી કંટાળેલી સ્ત્રીઓ કોઇ વાર આડે માર્ગે જવાને પણ ઉશ્કેરાઇ જાય છે.

રજોદર્શન પછી કામની ભરતીના જે દિવસો હોય છે—અને સ્વાભાવિક રીતે એ સમય બે અઠવાડિયાંનો મનાય છે—તે સમયમાં જ સ્ત્રીની કામવાંચ્છનાને જાગૃત કર્યા પછીનો સમાગમ તેને તૃપ્તિ આપનારો બને છે,

પૂર્વે કહ્યું તેમ સમાગમમાં સ્ત્રીનો આનંદ તો પ્રવાહની પેઠે વહેતો હોય છે; જ્યારે પુરૂષ પરાકાષ્ટા અનુભવે છે ત્યારે તે પોતાના સમાગમને પૂર્ણ થએલો લેખી નિવૃત્ત થાય છે. આમાં પણ સ્ત્રીના આનંદની અવગણના થવાનો સંભવ હોય છે. પુરૂષે પોતાના આનં-

સ્ત્રી પરાકાષ્ટાને સમાગમની પૂર્ણતાનું નિશાન ન માનવું જોઇએ, અને એવી પરાકાષ્ટા થતાં નિવૃત્ત ન થવું જોઇએ. તે વખતે સ્ત્રીનો આનંદપ્રવાહ વહેતો જ હોય છે અને તેને શાંત થવા દેવા થોભવું જોઇએ અને પછી નિવૃત્ત થવું જોઇએ. અકાળે નિવૃત્ત થનાર પુરૂષ પણ સ્ત્રીના મનમાં અસંતોષ કે અતૃપ્તિની લાગણીનાં બીજ વાવનારો બને છે.

કજોડાં અનેક પ્રકારનાં હોય છે. ભણતરનાં, વયનાં, સંસ્કારનાં, એવાં કજોડાં હોવા ઉપરાંત જાતીય કજોડાં પણ ઘણી વાર નીપજે છે. આપણા દેશમાં કજોડાં ન થવા દેવાને માટે માત્ર વય તરફ જ નજર રાખવામાં આવે છે, અને કેટલાક ડાહ્યા પુરૂષો ભણતરનાં, રૂપનાં, ધર્મનાં કે કુળાચારનાં કજોડાં નહિ થવા દેવાની કાળજી રાખે છે; પરન્તુ જાતીય કજોડાં નહિ થવા દેવાનો વિચાર ભાગ્યે જ કોઇને સુઝે છે. જે દેશોમાં પતિ-પત્ની પોતાની ઇચ્છાથી એકબીજાને ઓળખીને અને પરિચય કરીને પ્રેમલગ્નો કરે છે, તે દેશોમાં પણ જાતીય કજોડાં તો થાય છે જ. કોઇ ઠંડી સ્ત્રી તીવ્ર, વેગવાન કામ-વાસનાવાળા પુરૂષને સંતોષ આપી શકતી નથી, તો કોઇ પુરૂષ અણુસમજથી કે શિથિલ મનોવૃત્તિથી સમાગમ વડે સ્ત્રીને સંતોષ આપી શકતો નથી. એ જ રીતે કોઇ તીવ્ર વાસનાવાળો પુરૂષ સ્ત્રીની સૌમ્ય વેગવાળી કામવાસના ઉપર આઘાત કરનારો બને છે તથા પત્નીને કંટાળો ઉપજાવે છે, અને તીવ્ર કામવાસનાવાળી સ્ત્રી સૌમ્ય વૃત્તિના પુરૂષ તરફ અણગમાથી ચીડાયલી રહે છે. આવાં જાતીય કારણોથી પણ ઘણી વાર છૂટાછેડાના કેસો ઉભા થાય છે.

અમેરિકામાં ''કંપેનિયનેટ મેરેજ'' નામે એક અજમાયશી લગ્નનો પ્રકાર નીકળ્યો છે. એ અજમાયશી લગ્નમાં પતિ-પત્ની પરણે છે અને જ્યારે તેમને બાળક થાય છે ત્યારે અજમાયશી લગ્ન કાયમી

લગ્નના રૂપમાં ફેરવાઈ જાય છે. બાળક ન થાય ત્યાંસુધી તેઓ એકબીજાથી છૂટાં પડવાનો અધિકાર ધરાવે છે. કેટલાકો એવાં લગ્નોને લંબાવવાને સંતતિનિયમનનાં સાધનો વાપરીને બાળક થવાં દેતાં નથી. બેઉ પરસ્પરને જાતીય દૃષ્ટિએ પુરેપૂરાં અનુકૂળ છે એમ જો તેમને લાગે છે, તો તેઓ સંતાન થવા દે છે અને એ રીતે લગ્ન કાયમી બને છે. જાતીયદૃષ્ટિએ કજોડાં ન થાય તે માટેનો એક ઉપાય આ અજમાયશ લગ્નદ્વારા અમેરિકાના જાતીય વિજ્ઞાનવેત્તાઓએ શોધ્યો છે.

આપણે ત્યાં એવાં લગ્નો થતાં નથી, પણ બીજે સ્વરૂપે એવાં લગ્નો દેખાય છે ખરાં. જે કોમોમાં વિધવાવિવાહ અને છૂટાછેડા બહુ સહેલાઈથી થાય છે એ કોમોમાં જો લાંબી નજરે જોવામાં આવશે તો અસંતુષ્ટ પતિ–પત્નીઓ જલ્દી છૂટાછેડા કરી નાંખે છે અને બીજાં ઘર માંડે છે. આવા છૂટાછેડા માટે ઝગડા કરવા જ પડે છે અને તેવા ઝગડાને જ છૂટાછેડાનું કારણ બનાવવામાં આવે છે, પરન્તુ ઘણી વાર અંદરખાનેથી જાતીય પ્રતિકૂળતા અને અસંતોષ હોય છે એવું ઝીણી નજરે જોનારને દેખાઇ આવે છે. અજમાયશી લગ્નનું એ એક વિકૃત સ્વરૂપ છે એમ કહીએ તો ચાલે.

જગતમાં સ્ત્રીઓ અને પુરૂષોનો મોટો ભાગ તો મધ્યમ કામ-વાસનાવાળો જ હોય છે. એટલે અંતીમ પ્રકારનાં સ્ત્રી પુરૂષોને જો અપવાદ રૂપ લેખીએ તો મધ્યમ પ્રકારનાં સ્ત્રી પુરૂષો વચ્ચે જાતીય કજોડાં નીપજવાનો સંભવ બહુ ઓછો છે. તમે કહેશો કે એમ છે તો પછી જાતીય કજોડાં અને જાતીય અસંતોષમાંથી ઉપજતા ઝગડા કેમ ઠેર-ઠેર જોવામાં આવે છે? હું માનું છું કે એ કજોડાં કેવળ સંપૂર્ણ અને સંતોષજનક સમાગમના જ્ઞાનને અભાવે અથવા કામવિજ્ઞાન સંબંધી અજ્ઞાનને લીધે જ ઉત્પન્ન થયાં હોય છે. એકબીજાને અનુકૂળ થવાની વૃત્તિનો અભાવ પણ કેટલીક વાર જોવામાં આવે છે.

પરંતુ તેય કામવિજ્ઞાન સંબંધી અજ્ઞાનનો જ એક પ્રકાર છે. જાતીય કજોડાંનું નિવારણ શક્ય હોવાથી જ આપણા દેશના શાસ્ત્રકારોએ અજમાયશી લગ્ન જેવી કોઈ લગ્નસંસ્થા યોજી નથી, પરંતુ એવાં કજોડાં ન થવા દેવાને કામવિજ્ઞાનને લગતાં અનેક સંશોધનો કર્યાં છે અને તેને લગતાં અનેક પુસ્તકો પણ લખેલાં છે. જાતીયસમાનતા કે જાતીયસંતોષ એ જ લગ્નનો પરમ હેતુ આર્યશાસ્ત્રકારોએ માન્યો નથી, એટલે અજમાયશી લગ્નના સંશોધકોએ જેમ જાતીયતાને જ લગ્નમાં મોખરે મૂકી છે, તેમ આર્યશાસ્ત્રકારોએ તેને મોખરે મૂકી નથી, પણ વિષમતા ટાળવાને ઉપાયો સૂચવ્યા છે, એ જ ઉપાયોનું તારતમ્ય મેં આ પત્રમાં તમને લખી જણાવ્યું છે. એ જ તારતમ્ય પાશ્ચાત્ય દેશોના કામવિજ્ઞાનવેત્તાઓએ પણ કાઢયું છે.

**લી. તમારી મોટી ભાભીના**

આશીર્વાદ



પત્ર નવમો

# સંતતિનિયમન અને અસંયમ

ચી. રજનીકાન્તભાઇ,

આજકાલ સંતતિનિયમનની આવશ્યકતાનું સૂચન બહુ થયા કરે છે. ચોક્કસ પ્રકારના સંયોગોમાં સંતતિનિયમનની આવશ્યકતા મને માન્ય છે. કોઇ કોઇ સ્ત્રીનો ઉઍળ એવો હોય છે કે તેને વર્ષે વર્ષે સંતાનો થયા જ કરે છે અને તેથી તેનું શરીરસ્વાસ્થ્ય બગડયા વિના રહેતું નથી. એ જ રીતે સંતાનોનું મોટું ટોળું સ્ત્રીના ચિત્તપ્રદેશને પણ ઘેલો બનાવી મૂકે છે. તેમાંયે જો આર્થિક સ્થિતિ સારી ન હોય તો એ બોજો પતિ અને પત્ની બેઉને માટે અસહ્ય થઇ પડે છે. એવા સંયોગોમાં સંતાનોની મોટી સંખ્યા બોજારૂપ લાગે છે અને દંપતી ઇચ્છે છે કે સંતાનોની સંખ્યા મર્યાદિત હોય તો સારૂં. એ જ સંતતિનિયમનની સ્વાભાવિક ઇચ્છા છે અને ત્યારે સંતતિનિયમન એક આવશ્યકતા બને છે.

દંપતીને સંતતિનિયમનની ઇચ્છા થાય તો તેમને સંયમની ઇચ્છા પણ થવી જ જોઇએ. પણ એવી ઇચ્છા થયા છતાં તેઓ સંયમ રાખી શકતાં નથી, ત્યારે સંતતિનિયનન માટે તેમને કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય તો તેમાં કશું ખોટું નથી. જાતિય ભૂખ એવી વસ્તુ છે કે તેને ઇચ્છા મુજબ અંકુશમાં રાખી શકાતી નથી અને તેથી એ ભૂખ સંતોષવી પડે છે અને તેમાંથી વગરજોઇતાં સંતાનો આવી પડે છે. આ સ્થિતિમાં કૃત્રિમ સાધનો વાપરવાનો વિરોધ હું તો ન કરૂં; જો કે કૃત્રિમ સાધનો પણ સમાગમ છતાં સંતાન ન થવાની પૂરી ગેરંટીરૂપ તો નથી જ નીવડતાં.

એવા ઘણાય અકસ્માતો થાય છે કે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કર્યા છતાં એકાદ શુક્રાણુ જો ગર્ભસ્થાનમાં દાખલ થઇ જાય છે તો તેમાંથી સંતાન બંધાય છે.

આપણા દેશના કામશાસ્ત્રનાં અને પ્રજનન વિષેનાં પુસ્તકો એમ કહે છે કે સ્ત્રીના રજોદર્શન પછી જો સોળ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળવામાં આવે તો ગર્ભાધાન થતું નથી. આથી મહિનામાં સોળ દિવસનું બ્રહ્મચર્ય સંતતિનિયમનના માર્ગ રૂપ બને, પરંતુ અનુભવને આધારે એ નક્કી થયું છે કે આ નિયમ સર્વથા સાચો પડતો નથી. રજોદર્શન પછી સોળ દિવસે ગર્ભાશયનું મુખ બંધ થઇ જાય છે એટલે એથી ગર્ભાધાન ન થવાનો સંભવ છે. પરંતુ એ સર્વથા સાચો નિયમ માલૂમ પડયો નથી. એટલે જેવી રીતે સંતતિનિયમનનાં સાધનો વાપર્યા છતાં ગર્ભાધાન થવાનો અકસ્માત સંભવિત છે, તેવી રીતે સોળ દિવસ સુધી સમાગમ ન કરવા છતાં એવો જ અકસ્માત થવાનો સંભવ છે.

એટલે પૂર્ણ બ્રહ્મચર્ય જ સંતતિનિયમનનો સંપૂર્ણ અને શુદ્ધ માર્ગ લેખાય. સોળ દિવસનું બ્રહ્મચર્ય અને કૃત્રિમ સાધનોનો ઉપયોગ એ સંતતિનિયમન માટેના સંપૂર્ણ અથવા સંદિગ્ધ માર્ગો છે. છતાં એ બેઉ માર્ગોની વચ્ચે જો મને પસંદગી કરવાનું કોઇ કહે તો હું તો સોળ દિવસના બ્રહ્મચર્યનો માર્ગ વધુ પસંદ કરૂં. તેનું કારણ એ છે કે સંતતિનિયમનના કૃત્રિમ ઉપાયથી મનનો અસંયમ વધે છે. વધુ સંતાન જોઇતાં ન હોય તો વધુ સંતાન ઉત્પન્ન થવાનો ભય કે અનિચ્છા જ એક એવી વસ્તુ છે કે દંપતીને સંયમ રાખવા પ્રેરે છે; પરન્તુ કૃત્રિમ સાધનો તેમને એ દિશામાં નિર્ભય બનાવે છે અને તેથી સંયમ જાળવવા માટે તે બેપરવા બને છે. કોઇ કાર્ય આપણે કરીએ તો તેનાં ફળ ભોગવવાને આપણે તૈયાર પણ થવું જોઇએ. એ ભાન એવું છે કે તે દંપતીને પોતાની જવાબદારી ઉઠાવ-

વાને તૈયાર થવા પ્રેરે છે. જવાબદારી ઉઠાવવાની તૈયારી ન હોય તો તેમાંથી મુક્ત રહેવાને માટે, એવું કાર્ય પણ ન કરવું કે જેથી તેનું ફળ ભોગવવું ન પડે, એવો મનુષ્યનો સામાન્ય જીવનરાહ હોય છે. એ જ રાહ મુજબ સંતાન નહિ ઇચ્છનારાં દંપતીઓ સંયમ રાખવાને પ્રેરાય છે, પરન્તુ કાર્ય કરવું અને જવાબદારી ન ઉઠાવવી, એવો માર્ગ દંપતીની સામે મોકળો મુકાય છે ત્યારે તે કાર્ય તરફ જ સાહસબુદ્ધિથી વહ્યા કરે છે. આ રીતે અસંયમનો માર્ગ મોકળો થાય છે અને તેનું પરિણામ સમાગમની અમર્યાદ અતિશયતામાં આવ્યા વિના રહેતું નથી.

સંતતિનિયમનના કૃત્રિમ ઉપાયો જેવી રીતે દંપતીઓને આટલાં બેપરવા અને સાહસિક બનવા લલચાવે છે, તેવી જ રીતે તે વિધવાઓ અને કુમારિકાઓને પણ લલચાવે છે. રજનીકાન્તભાઇ, સાચું કહું ? હું આપણા જ ગામની કેટલીક એવી કુમારિકાઓને ઓળખું છું કે જેઓ આ સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનો વિષે જેટલું જાણે છે તેટલું કદાચ તમે નહિ જાણતા હો, એટલું જ નહિ પણ તેમનાં કપડાંની પેટીઓમાં તેઓ એવાં સાધનો રાખતી હોય છે ! કુમારિકા અને વળી શાળા કે કોલેજમાં જતી વિદ્યાર્થિની, તે આવું શા માટે રાખતી હશે તેનું કારણ તમે સમજી શકશો. એ કૃત્રિમ સાધન તેમને અનાચારને માટે નિર્ભય બનાવે છે. એ પતન જ કહેવાય. એની એ સ્થિતિ કૃત્રિમ સાધનોએ આણી છે. અનાચારના ફળનો ભય જેને હોય તે એ માર્ગે ન જાય : અનિચ્છાએ પણ સંયમ તો જાળવી રહે. એવું જ પરિણીત સ્ત્રી–પુરૂષના સંબંધમાં સમજવું. આ દૃષ્ટિએ હું સંતતિનિયમનને ચોક્કસ સ્થિતિમાં જરૂરીયાત માનવા છતાં કૃત્રિમ સાધનો તરફ તો અણગમો જ ધરાવું છું.

વધુ પડતાં સંતાનો થવાથી સ્ત્રીનું શરીર નિર્બળ બને છે, એવી જ રીતે સમાગમની અતિશયતાથી પણ નિર્બળ બને છે, અને સંતતિનિયમનનાં સાધનો જ્યારે બેપરવાઇથી સમાગમને માર્ગે પતિ–પત્નીને

હોરે ત્યારે પણ એવી જ નિર્બળતા આવે તેમાં આશ્ચર્ય નથી. આ ઉપરથી મને લાગે છે કે સંયમ રાખવાની ટેવ કેળવવી અને સમાગમની સંખ્યા ઉપર અંકુશ રાખવો એ જેટલું સારૂં અને હિતાવહ છે, તેટલું કૃત્રિમ ઉપાયોથી સંતતિનિયમનના અખતરા કરવા એ સારૂં અને હિતાવહ નથી. સંયમ કેવી રીતે કેળવવો તે તો હું તમને મારા અગાઉના પત્રોમાં લખી ગઈ છું.

પરન્તુ અત્યારે આ બધું તમને લખવામાં મેં મોટી ભૂલ કરી નાંખી છે. તમે તો હજી પરણવાના છો, પત્નીને ઘેર લાવવાના છો, તમને કાંઇ સંતતિનિયમનની અત્યારે જરૂર નથી, છતાં આવું બધું મેં તમને લખી નાંખ્યું! અરે, તમે સંતતિનિયમનની વાત કરશો કે તુરત તમારી પત્ની મ્હોં ચડાવશે!

સ્ત્રીના સ્વભાવમાં જ પ્રજનન માટેની ઇચ્છા રહેલી હોય છે. સ્ત્રી અને પુરૂષ બેઉ વંશવર્ધનને ઇચ્છે છે. જે દંપતીઓ માત્ર રતિસુખ માણવા જ ઇચ્છે અને સંતાનો ન ઇચ્છે, તેઓ મનુષ્યસ્વભાવના અપવાદો હોય છે અને એવી વૃત્તિ હીન પ્રકારની છે. દાંપત્યનો એક હેતુ પ્રજનન પણ છે અને એ હેતુ પાર પાડયા વિનાનું દાંપત્ય નિષ્ફળ છે. એટલે સંતતિનિયમન વિષેની માહિતીની કે સૂચનની તમને જરૂર નથી એમ હું માનું છું.

કોઇ દંપતિ એવાં હોય કે જેઓ દાંપત્યસુખને ચાહતાં હોય, પરન્તુ સંતાનો પેદા કરવા કે ઉછેરવાની જવાબદારી ઉઠાવવાનું તેમને ઘણું વહેલું લાગતું હોય; એટલે કે પતિ કે પત્ની પૂરાં જુવાન હોવા છતાં વિદ્યાર્થી અવસ્થા ગાળતાં હોય; અથવા તો પતિની આવક ઓછી હોય કે તુરતમાં એને બદલે ત્રણ જીવોનું ભરણપોષણ કરવું એ બોજારૂપ બનતું હોય, ત્યારે તેઓ શરૂઆતથી જ સંતતિ નથી ઇચ્છતાં. એ ઇચ્છા પવિત્ર નથી. વિદ્યાર્થી અવસ્થામાં લગ્ન જ

ન કરવું જોઇએ, અને જો લગ્ન કરવું હોય તો સંતાનનો બોજો ઉઠાવવાની તૈયારી પણ રાખવી જોઇએ. પતિની આવક ઓછી હોય તો પત્ની-પત્ની બેઉએ ઘરસંસાર ચલાવવા માટે આવક કરવી જોઇએ. દાંપત્યજીવનના પ્રારંભથી જ રતિસુખ માણવું અને પ્રજનનને અટકાવવું એ અપવિત્ર ઇચ્છા છે. જે યુવાનો પૂરી આવક કરવાની શક્તિ મેળવ્યા પૂર્વે લગ્ન જ નથી કરતા તેઓ વધારે શાણા છે. કેવળ જાતીય ક્ષુધાને સંતોષવા માટે ઉતાવળે લગ્ન કરનારાઓને હું શાણા માનતી નથી.

તમારા સંબંધમાં આવી કશી સ્થિતિ નથી. તમારા મોટાભાઇ અને પિતાજી હમેશાં શરૂઆતથી જ એવી ગણતરી કરતા આવ્યા હતા કે તમે કમાઇને તમારૂં ખર્ચ પેદા કરી ન શકો ત્યાંસુધી તમારે લગ્ન કરવું નહિ. તેમની એ ગણતરીને જ પ્રતાપે તમારૂં ભાવી દાંપત્ય મને આજે પૂર્ણ સુખ અને સંતોષની ઝાંખી કરાવ્યા વિના રહેતું નથી.

તમારી મોટી ભાભીના

આશીર્વાદ.



પત્ર દસમો

# સ્વાભાવિક સંતતિનિયમન

ચી. રજનીકાન્તભાઇ,

આપણા આર્યસંસારના જ કેટલાક નિયમો અને રીવાજો એવા પ્રકારના છે કે સંતતિનિયમન આપોઆપ થાય, એટલે એ નિયમો અને રીવાજોને જો આપણે શુદ્ધ રીતે પાળીએ, તો એક સમાન્ય સ્થિતિના દંપતીને માત્ર જોઇએ એટલાં જ સંતાનો થાય અને તેમને સંતાનો બોજારૂપ ન લાગે.

કોઇ પણ દંપતી સ્વાભાવિક રીતે જ ત્રણેક સંતાનો તો ઇચ્છે છે, અને સંતતિનિયમનને માર્ગે જવાની ઇચ્છા તેમને એટલાં સંતાનો થયા પૂર્વે થતી નથી, અને ત્રણ સંતાનો એ કાંઇ જરૂર કરતાં વધારે મોટી સંખ્યા પણ નથી. સ્ત્રી અને પુરૂષ એ બે વ્યક્તિઓ જગતને પોતાના લોહીમાંથી ત્રણ વ્યક્તિઓ સોંપીને ઇહલોકમાંથી જાય તે તેમના જીવનની કૃતકૃત્યતા છે. એટલે ત્રણ સંતાનો થતાં સુધી કોઇ પણ દંપતી સંતતિનિયમન કરે, તે વાત મને ન ગમે.

મેં મારા પહેલા જ પત્રમાં તમને લખ્યું હતું કે—જો આઠ દસ માસ રહીને તમારૂં લગ્ન લેવાયું હોત તો મારાય કોડ પૂરા થાત, કારણ કે હું લગ્નપ્રસંગે ત્યાં આવી ચડી હોત. હું પિયરમાં માત્ર પ્રસૂતિ માટે આવી છું, છતાં મેં આઠ–દસ માસ પછી તમારૂં લગ્ન થાય એમ લખ્યું હતું, તેનું કારણ કદાચ તમારા ખ્યાલમાં નહિ હોય. કારણ એ હતું કે ત્યાંસુધી હું પિયરમાં જ રહેવાની છું. બચ્ચુ એટલો મોટો ન થાય ત્યાંસુધી હું ત્યાં આવવાની નથી. સામાન્ય રીતે એટલા માસ પછી બાળકને દાંત આવવા લાગે છે અને બીજી બાજુએ માતાના સ્તનમાંનું દૂધ ઓછું થવા લાગે છે. દાંત આવવા લાગતાં બાળકને ગાય કે બકરીનું દૂધ પીવડાવીને અથવા તો નરમ પદાર્થો ખવડાવીને માતાના

ઓછા થતા દૂધને કારણે બાળકને પોષણ આપી શકાય છે; એટલે ત્યાંસુધી માતાને પોતાના શરીરનો રસ બહુ સારી રીતે જાળવીને બાળકને પોષણ પૂરું પાડવું પડે છે. એને બાળકની સ્તનંધયાવસ્થા કહે છે.

સ્તનંધયાવસ્થામાં જો માતા પતિગૃહે હોય તો સ્વાભાવિક રીતે જ સમાગમનો પ્રસંગ આવીને ઊભો રહે છે અને સમાગમથી તેના શરીરનો રસ શોષાવા લાગતાં બાળકને મળતું દૂધ ઓછું થવા લાગે છે. આ કારણથી એ અવસ્થા દરમ્યાન માતાએ પિતૃગૃહે રહેવું એ જ બાળકના હિતમાં છે, અને તે જ કારણે હું આઠ–દસ માસ સુધી અહીં જ રહેવાની છું.

બાળકની સ્તનંધયાવસ્થામાં માતાને રજોદર્શન પણ થતું નથી, એટલે કહો કે રજને ઉત્પન્ન કરનારો માતાના શરીરનો રસ દૂધ-રૂપે બાળકને પોષણ માટે મળતો રહે એવી સ્ત્રીના શરીરની રચના છે. એટલે બને ત્યાંસુધી રજોદર્શન થતાં સુધી જો માતા પતિથી દૂર રહે તો તે બાળકના હિત માટે ઇષ્ટ છે.

માતાને પુનઃ રજોદર્શન થવા લાગે એટલે પુનઃ ગર્ભાધાનનો સંભવ રહે છે ખરો, પરન્તુ કોઇ કોઇ સ્ત્રીના સંબંધમાં જ તેવું બને છે. એવું પ્રારંભનું રજોદર્શન ગર્ભાધાન માટે જોઇએ તેવું સબળ હોતું નથી, એટલે તત્કાળ ગર્ભાધાનનો સંભવ સામાન્ય રીતે ઓછો રહે છે. ગર્ભાધાનનો આધાર તો સ્ત્રીના ઉમળ ઉપર રહે છે અને સામાન્ય સ્ત્રીનો ઉમળ બાળક દોઢથી બે વર્ષનું થયા પછી જ આવે છે. એ ઉમળને સમયે પુનઃ ગર્ભાધાન થાય છે. આવો સામાન્ય નિયમ ધ્યાનમાં લેતાં કહી શકાય કે એક સ્ત્રીને યથાર્થ નિયમ-પાલનથી દશ વર્ષની અંદર ત્રણ સંતાનો થાય છે. એટલે ત્રણ સંતાનો સુધી તો કૃત્રિમ સંતતિનિયમનની જરૂર હોવી ન જોઇએ.

એ નિયમે પુરૂષ ૩૫ વર્ષનો અને સ્ત્રી ૩૦ વર્ષની થતાં તેને ત્રણ સંતાનો થાય એ એક પ્રકારે સંતતિનિયમન જ છે એમ હું

માનું છું સંતતિનિયમનનો અર્થ અંગ્રેજીમાં જેને 'બર્થકંટ્રોલ' કહે છે તેથી જુદો છે. બર્થકંટ્રોલનો અર્થ તો સંતાનોની સંખ્યા ઉપર અંકુશ મૂકવા જેવો થાય છે, જ્યારે સંતતિનિયમનનો અર્થ સંતાનોની સંખ્યાને નિયમનમાં રાખવી એવો થાય છે. બર્થકંટ્રોલ એ પ્રતિરોધક શબ્દ છે, સંતતિનિયમન એ સદાચારબોધક શબ્દ-પ્રયોગ છે. સંતતિનિયમન એ બર્થકંટ્રોલ કરતાં એ જ કારણે વધારે સારો શબ્દપ્રયોગ છે.

તમે પૂછશો કે પણ દંપતીની ૩૦–૩૫ વર્ષની ઉમરમાં જ જો તેઓ ત્રણ બાળકોનું પોષણ કરવાની આર્થિક સ્થિતિ ન ધરાવતાં હોય તો? આ જ પ્રશ્ન દંપતીઓને લગ્નજીવનના પ્રારંભથી જ સંતતિનિયમન તરફ આકર્ષે છે, એ મારી જાણમાં છે. પણ રજનીકાંત-ભાઈ! લગ્ન કરવાથી સંતાનો થશે અને તેમનું પોષણ પણ કરવું પડશે એવી ગણતરી કર્યા પછી જ લગ્ન કરવું એ શું વાજબી નથી? સંતાનને ગણતરીમાં લીધા વિના કેવળ વિષયભોગ માટે લગ્ન કરવું અને સંતાનોને માર્ગમાંથી હાંકી કાઢવાં એ તો એક પ્રકારનો વ્યભિ-ચાર છે. એ વ્યભિચારને ઉત્તેજવા માટે, સંતાનોની જવાબદારીમાંથી છટકવા માટે, ગૃહસ્થાશ્રમનો ભાર ઉપાડવામાં કાયરતા વ્યક્ત કરવા માટે જ શું લગ્ન કરવું જોઈએ? સંતાનો જેવા દાંપત્યપ્રેમનાં મધુર ફળોને નાણાંપ્રકરણી પ્રશ્ન બનાવવો એ ગરીબ દંપતીને પણ શર-માવનારું બનવું જોઈએ. એક ભિખારી અને ભિખારણ સંતાનો ઉત્પન્ન કરીને તેમનો બોજો ટાળવા બજારમાં વેચે છે, અને એક દંપતી સંતાનોનો બોજો આવતો ટાળવા માટે સંતાનપ્રતિરોધક સાધનો વાપરે છે: એઉનાં મનમાં શું સંતાન એ નાણાંપ્રકરણી વિષય નથી બનેલો હોતો?

હું કબૂલ કરું છું કે દીન–હીન કુટુંબમાં બાળકો બોજારૂપ બને છે, તેઓનો વિકાસ કરવાનું મુશ્કેલ બને છે, અને પરિણામે દેશમાં

નિર્માલ્ય પ્રજાનો વધારો થાય છે. બાળકો જોઇતાં નથી હોતાં છતાં બાળકો આવે તો છે જ, અને જાતીયભૂખ સંતોષવી એ માનસિક–શારીરિક જરૂરીઆત પણ છે. ઘણી વાર ગણતરીથી ઉપરવટ થઇને બાળકો આવી પડે છે અને એવા અકસ્માતો દંપતીની બધી ગણતરીઓને ખોટી પાડી બોજો ઉત્પન્ન કરે છે. એવી સ્થિતિમાં સંતતિનિયમન જરૂરી બને તેની તો હું કેમ ના પાડી શકું? એ સંતતિનિયમન બ્રહ્મચર્યથી સાધી શકાતું હોય તો તેના જેવું રૂડું શું? પણ એ અશક્ય હોય એવી સ્થિતિમાં સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનો તરફ હું પસંદગી દર્શાવી શકું, જો કે એ સાધનો પણ સંતતિનિયમન માટે સંપૂર્ણ સિદ્ધિદાયક નથી નીવડતાં. પરંતુ આ કૃત્રિમ સાધનોનો ઉપયોગ અનેક મર્યાદાઓથી બંધાયા પછી જ કરવો જોઇએ એમ કહેવાનો મારો આશય હોવાથી મેં તેની વિરૂદ્ધની દલીલો વધુ પ્રમાણમાં તમારી સમક્ષ મુકી છે.

ટૂંકમાં કહું તો જો આપણે આપણા સંસારના કેટલાક સામાન્ય નિયમો પાળીને વર્તીએ તો સંતતિનિયમન આપોઆપ થાય છે તથા જોઇએ કે પોષી શકાય તેટલાં જ સંતાનો ઉત્પન્ન થાય છે, અને ત્રણેક સંતાનો થતાં સુધી તો સંતતિનિયમન કરવું ઉચિત જ નથી. પરંતુ જો દંપતીની પરિસ્થિતિ જ વિષમ હોય તો સંતતિનિયમન થવા દેવું, છતાં પણ કૃત્રિમ સાધનોના ઉપયોગથી બને ત્યાંસુધી દૂર રહેવું. એ સાધનોનો ઉપયોગ બિનજવાબદાર વિષયલાલસાને વધારી મૂકનારો છે તે પણ ધ્યાનથી બહાર રહેવું ન જોઇએ.

પુરૂષોના સંતતિનિયમનના વિચારો કરતાં મારા આ વિચારો તમને કાંઇક જૂદા પડતા લાગશે, છતાં ભૂલતા નહિ કે જેના ઉદરમાં દાંપત્યપ્રેમનું ફળ પાકે છે તે સ્ત્રીના એ વિચારો છે.

**તમારી મોટી ભાભીના**

**આશીર્વાદ.**

---

પત્ર અગિયારમો

# પ્રેમનો નશો

**ચી. રજનીકાન્તભાઇ,**

મારા મોટાભાઈના એક મિત્ર છે. બેઉ એક વાર સાથે અભ્યાસ કરતા હતા અને કોલેજની હોસ્ટેલમાં રહેતા હતા. એ વખતને તો આજે પાંચેક વર્ષ વહી ગયાં છે અને મોટાભાઈની જેમ તેમનો મિત્ર પણ ધંધે વળગી ગયો છે. એ મિત્રનો મોટાભાઇ પરનો એક જૂનો પત્ર મારે હાથ લાગ્યો છે. એ પત્રમાંનો થોડો ભાગ નીચે મુજબ છે :

'......કોઇ કોઇ વાર મને કોલેજની હોસ્ટેલમાંનો આપણો રૂમ યાદ આવે છે. આપણે સાથે રહેતા, ખુશમિજાજથી વાતો કરતા, ફરવા જતા, સહેલસપાટા કરતા, અને જીવનની માદકતાને માણતા. કોલેજની છોકરીઓના દિલ ઉપર પ્રભાવ જણાવવાની આપણે કેવી ઇચ્છા કરતા અને એની વિચારણામાં કેવી મસ્તી અનુભવતા ! જ્યારે એ છોકરીઓની સાથે વાતો કરવાની તક મળતી ત્યારે મગજમાં આનંદનો ઝંઝાવાત ઉપડતો. આજે તો તૃપ્તિ અને સંતોષની ભાવનાથી શરીર અને મગજમાં જાણે મસ્તીનું નામ રહ્યું નથી ! મને કોઇ જાતનું દુઃખ નથી–સુખ જ છે, મારી ઇચ્છાઓ અને આશાઓ પાર પડે છે અને તેમાં કશી ખાસ નાસીપાસી ઉપજતી નથી, છતાં મનને સુખનો અનુભવ નથી થતો. અજબ પ્રકારની ઉદાસીનતા ચિત્તમાં છવાઇ રહી છે અને ઘડીયાળની પેઠે જાણે જીવનની ઘડીઓ ગણી રહ્યો હોઉં એવું લાગ્યા કરે છે. તું હવે ક્યારે આવીશ ? સ્વતંત્ર અને ચિન્તાવિહીન જૂના દિવસોની યાદ તારી સાથે થોડા દિવસ રહીને હું તાજી કરવા ઇચ્છું છું......કુમુદ મજામાં છે. કોલેજમાં તે આપણી સહાધ્યાયિની હતી, ત્યારે જેટલી સુશીલ

અને મિષ્ટભાષિણી હતી, તેટલી જ તે આજે પણ છે. મારા આનંદ અને સ્વાસ્થ્ય માટે તે ખૂબ કાળજી રાખે છે. પરન્તુ દોસ્ત ! જ્યારે તે અવિવાહિત હતી, કોલેજકુમારીરૂપે આપણી સાથે મોજથી ફરતી હતી, ત્યારે તેની વાતોથી મને જે સુખ મળતું હતું, તે સુખ કોણ જાણે આજે શાથી હું અનુભવી શકતો નથી ! કુમુદ તો કુમુદ જ છે, પહેલાં તે જેવી હતી તેવી આજે પણ છે, પહેલાં કરતાં ય મને વધુ પ્રસન્ન રાખવાને યત્ન કરે છે, પરન્તુ સમજાતું નથી કે પહેલાંની તેની માદકતા આજે તેનામાં કેમ નથી......'

રજનીકાન્તભાઇ ! આ પત્રની પાછળનું હૃદય તમે જોઇ શકો છો ? હું તો જોઇ શકું છું. પ્રેમનો પ્રથમાવેગ એ એક પ્રકારનો નશો છે અને તે થોડો સમય જ રહે છે. લગ્ન પૂર્વેનો પ્રેમ જેટલો મિઠ્ઠો લાગે છે, તેટલો લગ્ન પછીનો પ્રેમ મિઠ્ઠો નથી લાગતો. છતાં થોડો કાળ લગ્ન પછી પણ પ્રેમની ખુમારી રહે છે, પરન્તુ તે થોડા વખત પછી ઉતરી જાય છે. આ માદકતાને 'રોમાન્સ' પણ કહી શકાય. એ રોમાન્સમાં રાચતું હૃદય નશો ઉતરી જતાં, પ્રેમી મટીને પતિ બનતાં, આવું ઉદાસીન બની જાય એ સ્વાભાવિક છે અને પ્રારંભનો નશો થોડા સમયમાં ઉતરી જશે એ શાણાં દંપતીઓ લગ્ન પૂર્વેથી જ સમજી રાખે છે. મોટાભાઇનો આ મિત્ર તે નથી સમજતો અને કહે છે કે પહેલાં જે કુમુદ હતી તે જ કુમુદ આજે છે. પહેલાં તે પ્રેમિકા હતી, આજે તે પત્ની છે, એટલા ફેરફારથી જ આનંદ કેમ ઉડી ગયો અને ઉદાસીનતા કેમ છવાઇ ગઇ તે તેને સમજાતું નથી ! તે બિચારાને ખબર નથી કે લગ્નની પૂર્વેનો અને પ્રારંભનો નશો જે ખુમારીનો અનુભવ કરાવે છે તે ખુમારી ધીરે ધીરે દૂર થાય છે અને નક્કર દાંપત્યજીવન આવીને ઊભું રહે છે.

શાણા પુરૂષો લગ્ન પછી પ્રેમની નશીલી ખુમારીની આશા રાખતા હોતા નથી. તેઓ સુખસ્વપ્નોના હવાઇ મહેલો બાંધતા નથી.

અને ચંચળ મન એવા મહેલો બાંધતું હોય તો પણ જો તેઓ સમજુ અને દીર્ઘદર્શી હોય છે તો પોતાનાં માયાવી સ્વપ્નો અને સુખની ભ્રાન્તિઓનો અંત જોઇને અધીરા કે ઉદાસીન થતા નથી. માયાવી સ્વપ્નોને સંસારની નક્કર હકીકતોમાં બદલાતાં જોઇને તેઓ અશાન્ત થતા નથી પણ ધીરજથી વર્તે છે. ગૃહસ્થાશ્રમના પાલનને તેઓ કર્તવ્ય સમજે છે અને તેમાંથી સંતોષ મેળવવા મથે છે. બાળકો અને તેમનો ઉછેર પણ વખત જતાં તેમના રસનો વિષય બને છે. જેઓ લગ્ન પૂર્વેનાં પ્રેમીઓ હોય છે, તેમના પ્રેમની ખુમારી લગ્ન થતાં ઉતરવા લાગે છે, પરંતુ જેઓ લગ્ન પછી જ પત્નીનું સંવનન કરવા લાગે છે અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવા મથે છે, તેમની એ ખુમારી લગ્ન પછી વધુ સમય ચાલે છે.

પુરૂષની દષ્ટિને લગ્નના પ્રારંભિક જીવનમાં સ્ત્રી ઇંદ્રસભાની પરી જેવી દેખાય છે તેનું કારણ એ પ્રેમનો નશો છે, પરંતુ એ કાંઇ હમેશાં તેવી પરી રહી શકતી નથી. તે ગમે તેવાં સુંદર વસ્ત્રો પહેરે, ગાય કે નાચે, છતાં પુરૂષને તે પહેલાંના જેવી પરી રૂપે દેખાતી જ નથી. તે પરી દેખાતી હોય છે ત્યારે પત્નીનું ચુંબન લેતાં તેને પોતાના હૃદયનાં સ્પંદનો સંભળાય છે, અંધકારમાં પણ પત્નીનો અવાજ સાંભળી તેનું હૃદય આંદોલિત થાય છે, તે નજીક આવે છે એટલે તેના દેહની સોડમ તેને મત્ત કરે છે, તેની વાણીમાં અદ્દભુત મિઠાશ લાગે છે, તેની વાતોમાં રૂચિકર નિર્દોષતાનો અનુભવ થાય છે; પરંતુ જ્યારે ખુમારી ઉતરે છે અને તે પરી નહિ પણ સામાન્ય સ્ત્રી રૂપે દેખાવા લાગે છે, ત્યારે પહેલાંના જેવાં સ્પંદનો હૃદય અનુભવતું નથી, પહેલાંની મિઠાશ ઉડી ગયેલી લાગે છે અને નિર્દોષ વાતોમાં મૂર્ખતા ય દેખાવા લાગે છે!

સ્ત્રીઓ આ ખુમારી જુએ છે, પરંતુ એવી જ ખુમારીને તે વશ થતી નથી. પ્રેમની હુંફ તેમને સુખદાયક લાગે છે, તેમને પણ પ્રેમનો

નશો તો ચડે છે, પરંતુ તે પુરૂષના જેટલો તીવ્ર જોશ દાખવતે નથી. પહેલાં તો સ્ત્રીને માતા–પિતાનું ઘર છોડીને એક પરાયા ઘરમ જઈને રહેવાનું હોય છે. નવું ઘર વસાવવાનું હોય છે, નવા કુટુંબને પોતાનું કુટુંબ બનાવવાનું હોય છે, એટલે તેના હૃદયને પ્રીત ઉપરાંત બીજી અનેક બાબતો રોકી રાખી રહી હોય છે. પિતાને ઘેર તેને પતિગૃહે વહેવારૂ બનવાનું શિક્ષણ આપવામાં આવ્યું હોય છે અને એ ખ્યાલ તેનામાં હરહમેશ જાગૃત રહ્યા કરે છે, એટલે આ અજાણ્ય સ્થળમાં તે અત્યંત ભાવનાવશ બની જતી નથી. આ કારણથી પુરૂષના જેટલો નશો સ્ત્રીને ચડતો નથી. પોતાના જેટલો જ પત્નીનો પ્રેમાવેગ ન જોઈને કદાચ કોઈ પતિને સ્ત્રી ઠંડી લાગવાનો પણ સંભવ છે, પરન્તુ સ્ત્રીના દિલની હુંફ ઠાવકી હોય છે. તે ધીરે ધીરે અને સાવચેતીથી આગળ ડગલાં ભરે છે. તે વહેવારૂ જીવન માટે તૈયાર થએલી હોય છે, એટલે પ્રેમ દાખવતાં પણ ભૂલી શકતી નથી કે આ પ્રેમ જીવન સુધી પ્રવાહિત રહી શકશે ખરો ?

પ્રેમનો નશો ઉતરી જાય એમાં અસ્વાભાવિક જેવું કશું નથી. સ્ત્રીનું મુખ પહેલાં જેટલું સુંદર હોય છે તેટલું જ સુંદર તે પછી પણ હોય છે. પરન્તુ મનુષ્યને પ્રાપ્ત કરવાની વસ્તુમાં જે મોહનો આભાસ થાય છે તે પ્રાપ્ત થયા પછી રહેતો નથી. હાથમાં નહિ આવેલી વસ્તુની મોહકતા રમણીય હોય છે; તેમ લગ્નપૂર્વે મોહક લાગતી પ્રિયતમા લગ્ન પછી તેટલી મોહક નથી લાગતી. વળી હમેશના સહવાસથી પુરૂષને મન પત્નીની વિશેષતાઓ સામાન્ય વસ્તુએ જેવી બની જાય છે, તેથી પણ 'અતિપરિચયથી અવજ્ઞા'વાળી કહેવતના જેવું થાય છે. એટલે એક વાર જે બિમ્બાધરના ચુંબનથી અમૃતની મિઠાશનો અનુભવ થતો હોય છે તે મિઠાશ પછીથી નથી અનુભવાતી. પહેલાં માત્ર સ્પર્શથી શરીરમાં જે વીજળીનો સંચાર થતો હોય છે, તે પછી નથી થતો. કુદરતનો જ એ એક નિયમ છે કે ઇંદ્રિયો નિરંતરના રસાસ્વાદના ઉપયોગથી પોતાની સ્વાદશક્તિમાં મંદ

બને છે અને અતિશય ઉપયોગથી તો તે સ્વાદશક્તિ ગુમાવી પણ બેસે છે. તમે એક સુગંધી ફૂલ લ્યો, તે સુંઘતાં સુંઘતાં એક સમય એવો આવશે કે જ્યારે તમને એ સુગંધનો અનુભવ નહિ થાય, એટલું જ નહિ, પણ અતિશય સુંઘવાને પરિણામે તમને એક વાર એવો કંટાળો આવશે કે તમે તેને દૂર ફેંકી દેશો. તે સાથે એ પણ જાણવું જોઇએ કે કેટલાંક અત્તરો એવાં છે કે જે દૂરથી જ મોહક સુગંધ આપનારાં હોય છે—નજીકમાં તે કંટાળો આપે છે.

સંસારનું આ એવું સત્ય છે કે જે દુઃખ ઉપજાવે છે ખરૂં, પરન્તુ એ સત્યને જે સમજે છે તે પોતાના નિરંતરના સુખનો માર્ગ આંકવાને સમર્થ પણ બની શકે છે. તેટલા માટે હું તમને એટલું જ કહેવા ઇચ્છું છું કે પત્નીના પ્રથમ પરિચય વખતે તમને પણ પ્રેમનો નશો ચડે, તો તેમાં તમે એટલા મદમસ્ત ન થઇ જતા કે એ નશો ઉતરી જતાં તમને ચોમેર ઉદાસીનતા છવાઇ ગયેલી લાગે. શાણો પતિ કુદરતી સત્યોને સમજીને પોતાના મનને ચંચળ ન થવા દેતાં યોગ્ય સંયમથી વર્તે છે. તેવા શાણા પતિ તમે થજો, એવી મારી શિખામણ છે.

તમારી મોટી ભાભીના
આશીર્વાદ.



પત્ર બારમો

# પ્રેમમાંથી તિરસ્કાર

ચી. રજનીકાન્તભાઇ,

મારા છેલ્લા પત્ર ઉપરથી તમે એટલું તો સમજી ચૂક્ય હશો કે પ્રેમમાંથી ઉદાસીનતા જન્મે છે, અને જો એ ઉદાસીનત ટાળનારૂં તત્ત્વ નથી ઉપસ્થિત થતું તો પ્રેમમાંથી તિરસ્કાર જન્મત પણ વાર લાગતી નથી.

પ્રેમ એ હૃદયની ભાવનાનો એક આવિષ્કાર છે. એ ભાવનાં સંગ્રહી શકાય છે અને વેડફી પણ શકાય છે. જ્યારે માણસને પ્રેમન નશો ચડે છે ત્યારે એ ભાવના ધોધમાર વહે છે અને તેના પૂરમ એ તરતો નથી પણ તણાય છે. પરન્તુ જ્યારે નશો ઉતરે છે ત્યાં ભાવનાના પૂરને બદલે સૂકા રણમાં તેનું હૃદય શોષાઇ રહેલું હો છે. તેટલા માટે પ્રેમની સુકોમળ ભાવનાના ધોધ વહાવતાં પૂર્વે સાવધ રહેવું જોઇએ અને એ ભાવનાશક્તિને હૃદયમાં સંગ્રહવી જોઇએ તેના નિયમિત ઉપયોગથી એ ભંડાર ખૂટતો નથી—જીવનભર ચાલે

આપણા લોકોમાં પ્રારંભના દાંપત્યજીવનમાં પ્રેમનાં પૂર ચડે એ ખરૂં છે, પરંતુ જે દેશોમાં કુંવારી કન્યાઓનાં સંવનન કરવાને રીવાજ છે અને સંવનનને અંતરે લગ્ન કરવાની પ્રણાલિકા છે, દેશોમાં લગ્નપુર્વે જ ભાવનાનાં ભારી પૂર ચડે છે અને લ પછી તુરત જ ઓસરવા લાગે છે. જે પૂર દાંપત્યજીવનમાં ચડ જોઇએ તે પૂર લગ્ન પૂર્વે જ ચડીને ઓસરી જતાં હોવાને પરિણા કેટલાંક લગ્નો એવાં પણ નીવડે છે કે મધુરજની માણવાનો સમ પૂરો થયા પહેલાં જ દંપતીમાં પરસ્પર અભાવ જાગે છે અને તુરત તેઓ છૂટાછેડા કરવાને કોર્ટમાં જઇ ઉભાં રહે છે! આ ભયંકર પણ આશ્ચર્યજનક નથી. સંવનનમાં જેમના 'રોમાન્સ'નું અંતિમ બિ

આવી ગયું હોય, તેઓના દાંપત્યજીવનમાં રોમાન્સનો રસઘોષ હોય પણ ક્યાંથી? હું લગ્નપૂર્વેના સંવનનને પસંદ કરતી નથી તેનું આ પણ એક કારણ છે.

લગ્નપૂર્વેના સંવનનને બદલે લગ્ન પછીના દાંપત્યના કાળને પ્રેમવૃદ્ધિ માટે ઉપયોગમાં લેવો એ વધારે સારું છે. દાંપત્યકાળમાં એક બીજાને અનુકૂળ થઇને રહેવાને બેઉ પ્રયત્નશીલ હોય છે, એટલે પ્રેમનો પ્રવાહ પ્રતિક્ષણે વધતો રહે છે. તેથી ઉલટું સંવનનકાળમાં લગ્નની દૃષ્ટિએ જ એકબીજાને અનુકૂળ થઇ રહેવાનો દેખાવ કે દંભ વિશેષ હોય છે અને લગ્ન પછી મૂળ સ્વભાવો પ્રકટ થતાં પરસ્પર અભાવ જન્મે છે.

પરન્તુ દાંપત્યજીવનમાંય પ્રારંભનું 'રોમાન્સ' અદૃશ્ય થવાનો સમય તો આવે છે જ. રોમાન્સ દૂર થતાં ઉદાસીનતા આવે છે, તે કાળે જો પતિ–પત્ની ચતુર હોય છે તો ઉદાસીનતા દૂર રહે છે. દાંપત્યજીવનમાં નવાં રોમાન્સ પણ ઉત્પન્ન થાય છે. પતિ–પત્ની બાળકને જન્મ આપે છે, લાંબા વિયોગ પછી બેઉનું મિલન થાય છે: એવાં એવાં રોમાન્સ ઉદાસીનતાને આવતી અટકાવે છે.

પ્રેમમાં ઉદાસીનતા કે તિરસ્કાર ત્યારે જન્મે છે કે જ્યારે પતિ–પત્ની બેઉ પ્રેમના અસાધારણ રોમાન્સની લાલસા ધરાવે છે, અને એ લાલસા પૂરી થતી નથી. પરસ્પર 'આંખોના તારા' અને 'કલેજાની કોર' થવાની નાટકી લાલસાએ અનેક દંપતીને થોડા જ વખતમાં ઉદાસીન કરી મૂક્યાં હોય છે. જેઓ રોમાન્સમાં પાગલ થતાં નથી, હોશ ઠેકાણે રાખીને વર્તે છે, સમાગમમાં સંયમ–નિયમ રાખે છે અને એકબીજાના હૃદયભાવને લૂંટવાની નહિ પણ પરસ્પર સમર્પણ કરવાની જ તમન્ના રાખે છે, તેઓનો પ્રેમ દીર્ઘકાળ સુધી સ્થાયી રહે છે. પરન્તુ જ્યારે તેઓ લૂંટ જ ચલાવે છે અને લૂંટવાનું મળતું બંધ થાય છે, ત્યારે તેઓ પરસ્પર અસંતોષ

અનુભવવા લાગે છે અને એ અસંતોષનું બીજ તિરસ્કાર-વૃક્ષ રૂપે ઉગી નીકળે છે.

પ્રેમ અને તિરસ્કાર ભાઇ-બ્હેન જેવાં જ છે. તેઓ સાથે સાથે ચાલે છે. થોડા દિવસ પતિ-પત્નીમાં પ્રેમભાવ રહે છે, અને થોડા દિવસમાં ઘૃણા ઉપજી આવે છે. આનું કારણ એ છે કે પ્રેમમાં પૂરતો વિવેક હોતો નથી. જો વિવેકની પાળ છોડવામાં ન આવે તો દાંપત્યજીવન સુખમય થઇ શકે છે. આ જ કારણથી દાંપત્યજીવનને એક કળા પણ કહી શકાય છે.

પ્રેમમાંથી તિરસ્કાર જન્માવવામાં વહેમ ઘણી વાર સાધનભૂત બને છે. વહેમ એવી લાગણી છે કે તે અંતરમાં જ જન્મીને અંતરમાં જ ઘુંટાયા કરે છે. વહેમી દષ્ટિને અનેક સ્વાભાવિક બાબતોમાં પણ અન્યાય દેખાય છે, અને તેથી વહેમ ઉત્તરોત્તર વધતો જાય છે. વહેમ ઉત્પન્ન થતાં જ તેને દૂર કરવાને સાફદિલી હોવી જોઇએ. જો પતિ-પત્ની પરસ્પર સાફ દિલથી વાતો કરે, ભુલ થઇ હોય તો તે કબૂલ કરે અને પોતાના દિલમાં મ્લીનતા નથી પણ નિર્મળતા છે, એની પ્રતીતિ ઉપજાવે તો વહેમનો કીડો મૃત્યુ પામે છે, પરસ્પર પ્રતીતિ ઉપજે છે અને ઉદાસીનતા કે તિરસ્કાર આવતો અટકે છે.

લગ્નથી કાંઇ વ્યક્તિઓના સ્વભાવ, રૂચી, પ્રકૃતિ બદલાતાં નથી. બે જીવનને તદ્દન એક જ કરી નાંખવાની કોશીશ નકામી છે. કવિઓએ અને નવલકથાકારોએ પોતાની કલ્પનાથી પતિ-પત્નીને એકમય બનાવી આલેખવાના યત્નો કર્યા છે, પણ એ તો માત્ર કલ્પનાનો આદર્શ છે. એ આદર્શ કોઇ કોઇ દંપતીમાં સફળ પણ થતો હશે; પરન્તુ કોઇ અપવાદ એ સર્વસાધારણ માટેનો નિયમ થઇ શકતો નથી. એટલે સાધારણ દંપતી માટે એટલું જ માત્ર શકય છે કે તે બેઉ જીવનને વધારેમાં વધારે એકબીજાંથી મેળ ખાતાં બનાવી દેવાં. અમે તો અમારા દંપતિજીવન સંબંધી બધી વાતો સારી પેઠે સમજીને

નક્કી કરી નાંખી છે અને અમે તેને અનુસરીને વર્તીએ છીએ. ઘરેણાં, કપડાં, ગજવાખર્ચ, એવી બધી બાબતોમાં અમે એટલે સુધી સ્પષ્ટતા અને નિશ્ચય કર્યાં છે કે અમને જરાય મુશ્કેલી પડતી નથી. ખર્ચ સંબંધમાં વાદ-વિવાદ કરવા પડતા નથી, ફરવા-મળવા જવામાં વાંધા પડતા નથી, પરસ્પર અવિશ્વાસનું કારણ ઉપજતું નથી, અને તેથી અમે વરઘેલાં-વહુઘેલાં નથી થયાં, પણ દુનિયાદારીની દૃષ્ટિએ પ્રેમી દંપતી તો જરૂર થયાં છીએ. દુનિયાદારીની રીતે વર્તવાથી કે વાતો કરવાથી અમારાં પ્રેમનાં સ્વપ્નો ઉડી જશે એવો ભય અમને કદાપિ લાગ્યો નથી. અમારી વચ્ચે અસંતોષના ઝંઝાવાત ઉઠયા નથી, વહેમના કીડાના દંશ અમને દુઃખ ઉપજાવી શકયા નથી અને અમારામાં તિરસ્કારની લાગણી જન્મવા પામી નથી.

ગજવાખર્ચની વાત મેં તમને કહી, તેનો અર્થ તમે એમ ન સમજશો કે સ્ત્રીને ગજવાખર્ચ ન જોઇએ, અને ગજવાખર્ચ તો પુરૂષને જ જોઇએ! પોતાના મનને બહેલાવવાને જેવું ગજવાખર્ચ પુરૂષ કરે છે, તેવું સ્ત્રીને પણ મળવું જોઇએ. તેને પણ મન હોય છે. તેને પોતાનું મન બહેલાવવા માટે ખર્ચ કરવાની ઇચ્છા થાય છે, તે માટે તે પરાધીન છે એવું ભાન થતાં તેને પોતાની અવગણના થતી લાગે છે. એટલે ઘરની સ્થિતિ, આવક, સંયોગો એને અનુસરીને સ્ત્રીને પણ પોતાનું મન બહેલાવવા માટે સ્વતંત્ર રીતે પૈસા ખર્ચવાની જોગવાઇ કરી આપવી જોઇએ. આવી જોગવાઇ જે પતિઓ નથી કરતા અને માને છે કે પૈસા ખર્ચવાની બાબતમાં તો પતિનો હુકમ જ છેલ્લો હોવો જોઇએ, પતિની પરવાનગી વિના તે એક પૈસો પણ ન વાપરી શકે, તે પતિઓ સ્ત્રીને પૈસા માટે ખોટે માર્ગે દોરાવાના ભયમાં મૂકે છે. એ સ્થિતિમાં તિરસ્કાર જન્મ્યો હોય તો એમાં નવાઇ જ નથી.

કામવાસનાની તૃપ્તિ સદા શરીરથી જ સંબંધ ધરાવે છે. અને જેવું શરીર ઉપયોગી છે, તેવી કામવાસના પણ ઉપયોગી

છે. આત્મા અને શરીર, જીવ અને જડ તેઓમાં આદિકાળથી યુદ્ધ ચાલતું આવ્યું છે. આત્માને માટે શરીરની જરૂર છે, પરન્તુ શરીર આત્માને હીન બનાવનારૂં નીવડે છે, માટે આત્માની ઉન્નતિ અને વિકાસના ઇચ્છુકોએ જડ અને શરીરને હમેશાં પોતાને અધીન રાખવાં જોઇએ. આત્માને માટે શરીર આવશ્યક છે પરન્તુ તે કેવળ સાધન જ છે, શરીર પોતે કાંઇ આત્મા નથી. એટલે કામવાસનાની તૃપ્તિ એ શરીર પૂરતી જ અગત્યની છે. જે દંપતીઓ એ તૃપ્તિને જ દાંપત્યનું નિતાંત આવશ્યક અંગ સમજે છે, તેઓની વચ્ચે પ્રેમને સ્થાને તિરસ્કાર આવતાં વાર લાગતી નથી. પૂર્વે સમાગમના સંબંધમાં મેં તમને જે કાંઇ લખ્યું છે તે જો તમે ધ્યાનમાં રાખશો તો એ તૃપ્તિના અતિરેકથી તમે પત્નીને તમારી પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થવા નહિ દઇ શકો.

**તમારી મોટી ભાભીના**

આશીર્વાદ



પત્ર તેરમો

# પતિ-પત્નીના ઝગડા

ચી. રજનીકાન્તભાઇ,

દાંપત્યના પ્રારંભમાં પતિ-પત્ની એકબીજાને સંપૂર્ણ રીતે ઓળખતાં શીખવાનો યત્ન કરે છે અને એ યત્ન દ્વારા તેઓ એકબીજાને અનુકૂળ થવાને પણ મથતાં રહે છે. આ મથનકાળમાં તરેહ તરેહના નાના મોટા વિસંવાદ જાગે છે. આ વિસંવાદ એક રીતે અનિષ્ટ છે, પરન્તુ તમને એક વાત કહેવા માંગું છું કે એવા વિસંવાદથી પતિ-પત્નીએ એમ ન માની લેવું જોઇએ કે તેઓની વચ્ચે અનુકૂળતા સ્થપાવાનો સંભવ જ નથી. દાંપત્ય વસ્તુ જ એવી છે કે અનેક પ્રસંગે અનુકૂળતા સ્થાપ્યા વિના ચાલતું નથી. હું તો એથી આગળ જઇને કહું છું કે જરાએ વિસંવાદ ન જાગે તેવાં પતિ-પત્ની હોવાં જ અશક્ય છે, અને જ્યાં એ શક્ય હોય ત્યાં પતિ અને પત્નીમાં પોતપોતાના વ્યક્તિત્વનો અભાવ હોય એટલે એ દાંપત્ય પણ નીરસ હોય !

હું જ તમને પૂછું છું કે તમે જેમ કહો તેમ મૂગે મોઢે ડગલે ને પગલે વર્તનારી અને તેના પોતાના વ્યક્તિત્વને જરા પણ નહિ દાખવનારી એવી યાંત્રિક પૂતળી જેવી પત્ની તમને પસંદ પડે ખરી ? એ જ રીતે કોઇ પણ સ્ત્રીને પૂછો કે તેની આજ્ઞા ને ઇચ્છા પ્રમાણે વર્તનાર અને તેની પોતાની ઇચ્છા જેવું કશું ન જ હોય એવી રીતે સર્વદા અધીનવૃત્તિથી પત્નીને અનુકૂળ થઇ રહેનાર પતિ તેને પસંદ પડે ખરો ? તે ના જ કહેશે. પતિ કે પત્નીની બુદ્ધિ, શક્તિ અને વ્યક્તિત્વનો પ્રભાવ જો પરસ્પર ન પડતો હોય, એવા પ્રભાવથી પરસ્પરનું મન પ્રભાવિત ન થતું હોય, તો એવાં વ્યક્તિત્વ વિહોણાં સ્ત્રી-પુરૂષ વચ્ચે દેખાતો સુમેળ પણ નિસ્તેજ જ હોય: તેમાં કશો

ઉલ્લાસ ન હોય, રોમાંચકતા ન હોય કે રસ પણ ન હોય. એટલે રસભેદમાંથી, મતભેદમાંથી, વ્યક્તિત્વના ભેદમાંથી કે બીજા કોઇ કારણે પતિ–પત્ની વચ્ચે કાંઇ વિસંવાદ જાગે તો તેથી નિરાશ ન થવું જોઇએ. તેટલા માટે જ કોઇ કવિએ યથાર્થ કહ્યું છે કે—

'બડી મજા ઉસ મિલાપકા હૈ
જો સુલહ હો જાય જંગ હો કર !'

ખૂબીની વાત એ છે કે પતિ–પત્ની વચ્ચે ગમે તેવા ઝગડા ઉઠે, તથાપિ તેનો અંત તો ત્રીજી વ્યક્તિ વચ્ચે પડયા વિના, બેઉની વચ્ચે જ આપોઆપ આવી જાય છે. સંસ્કારહીન કે કુસંસ્કારી હલકી કોટિનાં દંપતીઓ કે જેઓ બોલાચાલી, ગાળાગાળી કે મારામારી પર પણ આવી જાય છે, તેવાંઓની વાત હું નથી કરતી. તેવાંઓની વચ્ચે તો પંચાતિયા પડે છે અને કોર્ટને પણ વચ્ચે લાવવી પડે છે. હું તો એવાં મધ્યમકોટિનાં દંપતીઓની વાત કરૂં છું કે જેઓ જીવનભર દાંપત્ય નિભાવવાની રૂચિવાળાં હોય છે, પરન્તુ જેઓની વચ્ચે મતભેદને કારણે કે બીજા કોઇ સબબથી કલહ જાગે છે. એવાં દંપતીઓના કલહ ત્રીજાની જાણુમાં આવ્યા વિના જ માંહોમાંહે પતી જાય છે.

ગમે તેવા ઝગડા પછી પણ શાણી સ્ત્રી કદાપિ પતિના ઘરના ઉંબરા બહાર જતી નથી, એવે પ્રસંગે પિતાને ઘેર ચાલ્યા જવું એ પણ શાણી સ્ત્રીને પસંદ પડતું નથી. ઘણી વાર એવું બને છે કે ઝગડાને કારણે કોઇ ક્રોધીલી સ્ત્રી પિતાને ઘેર જતી રહે છે, તેને પરિણામે જ ઝગડો વધે છે, નહિ તો માંહોમાંહે જ એ ઝગડો પતી જવાનો વિશેષ સંભવ હોય છે. અને મેં તો એવું પણ જોયું છે કે ભયંકર ઝગડાનો અંત પણ પતિગૃહ નહિ છોડવાના પત્નીના ડહાપણથી જ આવી ગયો છે. વાત્સ્યાયન કહે છે કે પત્ની ખૂબ કંકાસ કરે, રડે, છાતી કૂટે, માથું પટકે, વસ્ત્ર–ઘરેણાં ફેંકી દે, ભોંય પર આળોટે અને

ઘર છોડીને ચાલી જવાની ધમકી આપે—અને બારણાં સુધી જાય પણ ખરી; છતાં શાણી સ્ત્રી ગમે તેવા ક્રોધમાંય પતિનું ઘર છોડી જતી નથી, કારણ કે ઘર બહાર પગ મૂકવાથી તે વ્યભિચારિણી લેખાય છે એવું તે સમજે છે. પરન્તુ એટલી હદે ગએલી સ્ત્રી પણ યુક્તિપૂર્વક મનાવા લીધાથી પતિને પ્રેમપૂર્વક આલિંગન કરવાને તૈયાર થાય છે. વાત્સ્યાયન જે કાંઇ કહે છે તેનું સત્ય દર્શાવનારા બનાવો મેં કેટલેક સ્થળે જોયા પણ છે.

પતિ—પત્ની વચ્ચેના કલહોનાં અનેક કારણો હોય છે અને એવાં કારણોની નામાવલિ આપવા બેસીએ તો તેનો પાર જ આવે નહિ. પોતપોતાના કલહનાં કારણો પતિ—પત્નીએ પોતે શોધી લેવાં એ જ વધારે ઠીક છે. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે ઘણી વાર એવા કલહનાં જે કારણો બહાર દેખાય છે તે ભુલાવો ખવાડનારાં હોય છે; તેનાં ઉંડાં કારણો જ કલહના મૂળમાં હોય છે અને તે શોધી કાઢવા માટે પતિ—પત્નીએ ખૂબ ખોજ કરવી જોઇએ.

કલહનું નિમિત્ત કારણ એક હોય અને નિદાન કારણ બીજું હોય એવું ઘણી વાર બને છે, અને સ્ત્રી તથા પુરૂષમાં સ્ત્રી જ એક એવું પ્રાણી છે કે જે નિદાનકારણનો પત્તો પુરૂષને લાગવા દેતું નથી! અથવા કહો કે એ નિદાનકારણ સ્ત્રી પોતે પોતાને મુખે કદાપિ બતાવતી નથી. એ તો પુરૂષે પોતાની મેળે જ શોધી લેવું જોઇએ અને તેનું નિવારણ કરવું જોઇએ.

સ્ત્રી વારંવાર છણકે, આડો જવાબ આપે, સીધી વાતમાંય વચ્ચે મતભેદ લાવીને મૂકે, મ્હોં ચડાવેલું રાખે, કહેવા મુજબ જ નહિ પણ તેથી કાંઇ વાંકું કામ કરે, ત્યારે પુરૂષે સમજી લેવું જોઇએ કે તેના અંતરમાં કાંઇ ગૂઢ અસંતોષ જાગૃત થયો છે. તેના એવા વર્તનનું કારણ તમે ખુલ્લી રીતે પૂછશો તો તે કહેશે કે—કશું નથી, અથવા તો કહેશે કે મારાં કપડાં ફાટી ગયાં છે તે તમને કહ્યું છે

તાં તમે નવાં નથી લાવતા કેમ? પરન્તુ કપડાં નવાં જોઇતાં ય તો તે મ્હોં ચડાવેલું ન રાખે, છણકો ન કરે, આડો જવાબ આપે: એમ હોય તો તે થીગડાં દઇને કપડાં પહેરે કે ફાટેલાં સ્ત્રો પહેરીને તમારી દૃષ્ટિ સમક્ષ એવું દર્શન કરાવે કે તમને જ જ આવે અને તમે તુરત નવાં કપડાં લઇ આવો. પરન્તુ એ તો ત્ર બહાનું જ હોય છે. વસ્તુતઃ તેના અંતરમાં કોઇ પ્રકારનો ઉંડો સંતોષ હોય છે.

એવો અસંતોષ બહુધા જાતીય હોય છે. પત્નીને તમારા ચિર-ડ્વાસની ઝંખના હોય છે અને તમે રાત્રિના થોડા કલાક ઘેર રહી ાકીનો સમય બહાર ગાળતા હો તો તે તેને મન અણગમતું હોય છે. ને તમારા ચારિત્ર્ય ઉપર શંકા ન હોય તો પણ તમારો ચિત્તનો રો પ્રસાદ નહિ મળવાથી તે અસંતુષ્ટ તો રહે છે જ. થોડી જ ઉંડી ચારણાને અંતે પુરૂષ એ કારણ શોધી શકે છે.

કેટલીક વાર સમાગમની અતૃપ્તિ પણ તેનું કારણ હોય છે. સમા-મની સંખ્યા જ સ્ત્રીને તૃપ્તિ આપતી નથી. તેમાં પરિપૂર્ણ તૃપ્તિજનક માગમનું જ મહત્ત્વ હોય છે. એ વિષે હું તમને અગાઉ લખી ચૂકી છું.

કોઇ વાર પત્નીની અવગણના કે તેના સ્વમાનનો ઘાત તેના ંડા અસંતોષનું કારણ હોય છે. સ્ત્રી મ્હોંએ માંગીને માન કે ગણના તી નથી, પરન્તુ તે હમેશાં ઇચ્છતી હોય છે કે પોતે ગણનાને પાત્ર ને. પતિની સભાન દરકાર તેને સંતુષ્ટ કરે છે અને એથી પરિણામે ાહનાં કારણો નાબૂદ થાય છે.

કેટલીક સ્ત્રીઓના સ્વભાવ માનસશાસ્ત્રમાં કહે છે તેવી ગ્રંથી-ા હોય છે. તે ગ્રંથી શોધી કાઢવા માટે પુરૂષ ખૂબ ચતુર અને ડી નજર પહોંચાડનારો હોવો જોઇએ છે. સ્ત્રીમાનસની ગ્રંથીઓના કાર પણ એવા ચિત્રવિચિત્ર હોય છે કે તેના દૃષ્ટાંતો આપ્યે પણ ર આવે નહિ.

ઝગડાના કારણો જેવાં પત્નીપક્ષે હોય છે તેવાં પતિપક્ષે પણ હોય છે. પતિપક્ષે પણ બહાર દેખાતાં નિમિત્તકારણોથી અનેરાં નિદાનકારણો હોય છે અને ચતુર સ્ત્રી પોતાની મેળે એવાં કારણો શોધીને તેનો અંત લાવી શકે છે. પરન્તુ મેં આ પત્રમાં પત્ની-પક્ષની વાત વિસ્તારથી કહી છે. કારણ કે લગ્નોત્સુક પુરૂષે તે જ જાણુ-વાની વધુ જરૂર હોય છે.

આ બાબતમાં પણ મેં તમને પ્રેમકલહની વાત લખી નથી, કારણ કે પ્રેમકલહ દંપતીની એક મોજ માત્ર હોય છે, એ માત્ર દેખા-વનો કલહ હોય છે, અને બેઉ તેનું રહસ્ય સમજતાં હોય છે. વળી હસતાં મુખડાંનો કલહ, હઠ, વિવાદ, રીસામણાં એ તો એવી બાબતો છે કે તેનો અંત લાવવામાં રહેલું માધુર્ય જ પતિ–પત્નીને તેનો અંત લાવવાને પ્રેરે છે અને સામાન્ય રીતે એવા કલહનો અંત ચુંબન, આલિંગન, સમાગમ દ્વારા જ આવે છે. એવો કલહ કાંઇ કોયડા રૂપ હોતો નથી. માત્ર એટલી જ સાવચેતી રાખવી જોઇએ કે પ્રેમકલહમાંથી સાચો કલહ ન જાગી ઉઠે, કારણ કે પ્રેમકલહમાં એક પક્ષે માનવૃત્તિ રહેલી હોય છે અને એ માનવૃત્તિને પંપાળીને મનાવવાને બદલે જો તેની ઉપર કઠોર પ્રહાર કરવામાં આવે છે તો પ્રેમકલહમાંથી સાચો કલહ જાગતાં વાર લાગતી નથી, ઇતિશિવમ્.

**તમારી મોટી ભાભીના**

**આશીર્વાદ.**



પત્ર ચૌદમો

# કલહનો અંત આણવાની કલા

ચી. રજનિકાન્તભાઇ,

જેમ બે હાથ વિના તાળી પડતી નથી, તેમ પતિ–પત્ની બેઉના વાંક વિના કલહ ઉત્પન્ન થતો નથી. એટલે કલહ ઉત્પન્ન થયા પછી તેનો અંત કેવી રીતે આણવો તે પણ પતિ–પત્ની બેઉએ જાણવાનો વિષય છે, પરંતુ આજે તો મારે તમને જ એ વિષે જે કાંઇ કહેવાનું છે તે હું કહું છું. તમારે સ્થાને જો કોઇ પરણવાની ઉમેદવાર કન્યા હોત, તો મેં તેને આ બાબતના સંબંધમાં તેથી કાંઇ જૂદું જ લખ્યું હોત એટલે કલહનો અંત આણવા માટે જે કલાનો ઉપયોગ પતિએ કરવો જોઇએ તે જ સંબંધે હું આ પત્રમાં લખીશ.

પતિ–પત્નીના કલહમાં સુલેહ માટે પહેલો હાથ લંબાવનાર બાજી જીતી જાય છે એવી મારી માન્યતા છે. જે સ્ત્રી–પુરૂષ એમ સમજતાં હોય કે એક–બે દિવસ મ્હોં ચડાવીને રહેવાથી કે અબોલા લેવાથી લાભ થાય છે, અથવા તો સુલેહ માટે પહેલાં તૈયાર થનારનું માન ઘટી જાય છે, તેઓ મોટી ભૂલ કરતાં હોય છે એમ હું માનું છું. મારો પોતાનો અનુભવ તો એમ કહે છે કે સુલેહ માટે અગ્રેસર થનારનું માન બીજાની નજરમાં વધી જાય છે અને તે પોતાના મ્હોંથી ન કહે કે કશું ન કરે પણ તેનું હૃદય કૃતજ્ઞતાના ભારથી ભરાઇ જાય છે. જો સ્ત્રી ચતુર હોય તો એવી સ્થિતિમાં તેણે અગ્રેસર થવું જોઇએ, કારણ કે એથી તે પોતાના પતિ ઉપર સત્વર અધિકાર જમાવી શકે છે. સ્ત્રીની ભૂલ હોય તો તે સુલેહ માટે અગ્રેસર થાય એ સ્વાભાવિક છે. પણ સ્ત્રીની ભૂલ ન હોય, પતિનો જ વાંક હોય, તો પણ સુલેહ માટે અગ્રેસર થવામાં અને પોતાની જ ભૂલ થઇ છે એવું સ્વીકારી

લેવામાં સ્ત્રીએ ડહાપણુ કરેલું જ મનાય. સત્ય અને અસત્યના પ્રશ્ન કરતાં સુલેહનો પ્રશ્ન એ વખતે વધારે મહત્ત્વનો હોય છે. જો પુરૂષ ચતુર હશે અને સમજશે કે ભૂલ પોતાની હોવા છતાં તે આરોપ સ્ત્રી પોતાને માથે લે છે, તો એથી પુરૂષ મનમાં ને મનમાં પ્રસન્ન થશે અને પત્ની માટેનો આદર તેના મનમાં વધશે. પરન્તુ આવી પરિસ્થિતિનો લાભ પુરૂષે જ લેવો એ મને તો વધારે ઠીક લાગે છે. દોષ સ્ત્રીનો હોય, તો પણ ક્ષમા માગવામાં–સુલેહ કરવામાં પુરૂષ અગ્રેસર થાય એ જ વધારે યોગ્ય છે, બલ્કે સ્ત્રી માનિની હોય છે તેથી તેનો એ હક્ક પણ છે. વાત્સ્યાયન એક સ્થળે કહે છે કે જ્યારે પતિ–પત્નીમાં કલહ થાય, ત્યારે પતિએ પત્નીને શાન્તિપ્રદ શબ્દોથી સમજાવી લેવી અને તેના રોદનને બંધ કરાવવાને માટે તેને પગે પડવાની જરૂર પડે તો તેમ પણ કરવું અને તેને ઉચકીને પલંગ પર બેસાડવી.

અને જે સંસારમાં સ્ત્રી સમજે છે કે પોતે પતિની સમીપે એક જૂતા બરાબર મનાય છે: પોતે કલહ કરીને પણ કેટલાક દિવસ ટકાવ કરી શકવાની છે? પોતે સર્વદા પતિની આશ્રિત જ છે: તે સંસારમાં કલહપ્રસંગે પણ જો તેના માનભાવને પતિ તરફના નમ્ર વર્તનથી પોષણ ન મળે, તો તેનામાં ઉલ્લાસભાવ જાગૃત થવાની આશા પણ કેવી રીતે રહે? પુરૂષ રસિક હોય અને તેના હૃદયમાં સ્ત્રી માટે આદરનું યથાયોગ્ય સ્થાન હોય તો પુરૂષે સદા ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્ત્રીને સંસારમાંની પોતાની હીન દશાનું ભાન થવા ન દેવું, તેને માનભંગ થવા ન દેવી, તેનું માન જાળવવું અને એક વાર સ્ત્રીની ભૂલ થઇ હોય તો પણ ક્ષમા માંગવાને અને પત્નીને મનાવી લેવાને પુરૂષે જ અગ્રેસર થવું. થોડી વાર પછી શાન્તિથી તેને તેની ભૂલ સમજાવવી અને તે વખતે તે જરૂર સમજી જવાની.

પુરૂષ જેવી રીતે બળમાં વિશિષ્ટ હોય છે, તેવી રીતે સ્ત્રી લાગણીઓના પ્રવાહમાં વિશિષ્ટ હોય છે, એટલે કોઇ પણ બાબતમાં

લાગણીવશ થતાં સ્ત્રીને વાર લાગતી નથી. એ વખતે તે પોતાના મન ઉપરનો અંકુશ જલ્દીથી ખોઇ બેસે છે. જરૂર પડયે તમારા ભાઇ આવી જ સમજથી વર્તે છે. કોઇ વાર હું ભૂલ કરતી હોઉં છું, મારો જ અન્યાય હોય છે, પરન્તુ કોણ જાણે કેવીયે સીફતથી તે મને સમજાવી લે છે. હું એમનું રળેલું ખાઉં છું, એમના સુખથીજ હું સુખી બની શકું છું, છતાં તે એમ જ દાખવે છે કે હું એવી હીન સ્થિતિ ધરાવતી નથી, હું દેવી છું અને તે મારા સ્નેહપ્રેરિત ભક્ત છે, હું અણુસમજુ બાલિકા છું અને તે મારા પરમસ્નેહી અને સમજુ મિત્ર છે. આથી જ કે કોણ જાણે શાથી હું તેમની સાચી દાસી બની ગઇ છું! વાતનો સાર એ છે કે પત્ની પતિની આશ્રિત હોવા છતાં તેને તેની હીનાવસ્થાનું ભાન થવા ન દેવું; તેને એવો ખ્યાલ પણ ન આવવો જોઇએ કે એ હીન અવસ્થાને લીધે તેને ગૃહવ્યવહારમાં ડગલે ને પગલે દબાવું પડે છે.

સંસારમાં પતિ અને પત્નીનો સમાન અધિકાર છે એવી સમજ જે વખતે વધુ ને વધુ ફેલાતી જાય છે, તે વખતે સ્ત્રી હીન અવસ્થામાં હોવા છતાં એ હીનતાનું તેને ભાન ન થવા દેવાનું પતિનું વર્તન એ શું ઠગાઇ નથી? આ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ તમે પૂછશો. હું કહું છું કે સાચેસાચ સંસારમાં સ્ત્રીની હીન અવસ્થા ન જ હોવી જોઇએ અને તેને દાંપત્યના રથનાં બે સરખાં પૈડાંમાંના એક પૈડાનું જ યથોચિત સ્થાન મળવું જોઇએ. પરન્તુ એવી સમાન સ્થિતિ પ્રાપ્ત થયા પૂર્વે જે સંસ્કાર આપણે સેંકડો વર્ષોથી ગ્રહણ કરી રહ્યાં છીએ, બલકે જે સંસ્કારમાં આપણે ઉછરી રહ્યાં છીએ તે સંસ્કારોને તોડી–ફોડીને ફેંકી દેવા જેટલી શક્તિ હજી આપણામાં આવી નથી; એટલે પૂર્વસંસ્કારના અનુસંધાનમાં જ આપણે અત્યારે આપણું વર્તન બંધબેસતું કરવું જોઇએ. તે પરિસ્થિતિમાં સ્ત્રી પોતાની હીન અવસ્થાની માન્યતાને સાથે લઇને જ પતિના ગૃહમાં પ્રવેશ કરતી હોય તે સ્વાભાવિક છે.

લોકો કહે છે કે પતિ-પત્ની વચ્ચે કોઇ જાતનો પડદો રહેવો ન જોઇએ, બેઉ એકબીજાને માટે પારદર્શક કાચ સમાન હોવાં જોઇએ, અને ફોસલામણી, ઠગાઇ, કે જૂઠનો વહેવાર બિલકુલ ન રહેવો જોઇએ-નિતાન્ત સાફદિલી રહેવી જોઇએ. નવદંપતીનો પ્રેમ કોમળ પુષ્પકળી જેવો હોય છે, તે વખતે પ્રેમની કલા જેટલી ઇષ્ટ છે તેટલી બીજી કોઇ વસ્તુ ઇષ્ટ હોતી નથી, અને એ કલામાં નિતાન્ત સાફદિલી જો કોઇ વાર ભયંકર પરિણામ લાવનારી નીવડે તેમ હોય તો તે સાફદિલી ન વપરાય તે જ હું જરૂરી માનું.

ધારો કે લગ્ન પૂર્વે જ પતિએ વ્યભિચાર કર્યો હોય અને તે માટે પાછળથી તેને પસ્તાવો પણ થયો હોય. એ જ વાત જો પતિ સાફ-દિલીનો પ્રયોગ કરીને પત્નીને પહેલી જ રાત્રે કહે, તો તેનું શું પરિણામ આવે? પરન્તુ પત્નીનો પૂર્ણ વિશ્વાસ બેઠા પછી પ્રસંગવશાત્ જો એ વાત કહે, તો તેની અનિષ્ટ અસર ન થાય, અને પત્ની પણ પતિના એ અપરાધને માફ કરે; એવી જ રીતે જો કદાચ લગ્ન પૂર્વે પત્નીની જ ભૂલ થઇ ગઇ હોય, એથી તેને પસ્તાવો થતો હોય, અને તે સાફ દિલથી એ વાત પતિને દાંપત્યના પ્રારંભમાં જ કહી દે, તો પરિણામે એ દાંપત્યવૃક્ષ મૂળમાંથી જ બળી જાય કે નહિ? તાત્પર્ય એ છે કે દાંપત્યની કલામાં સાફદિલીનો પ્રયોગ અપેક્ષારહિત સમજવો જોઇએ નહિ. તેટલા જ માટે પ્રસંગોપાત પત્નીને ફોસલાવવી પડે, મનાવી લેવા માટે કોઈ વાત અન્યથા કહેવી પડે, તેની હીન અવસ્થાનો તેને ડંખ લાગ્યા કરતો હોય, તો તે નાબૂદ કરવા થોડું અસત્ય પણ વાપરવું પડે તો તેથી પુરૂષે હચમચી જવું જોઇએ નહિ એવો મારો મત છે.

પણ હા, એવી ફોસલામણી કે અસત્યની પણ એક મર્યાદા પાળવી જોઇએ. જેથી પત્નીના તન કે મનને ક્ષતિ પહોંચે એવો સંભવ હોય, તેવો પ્રયોગ તો કદાપિ ન જ કરવો જોઇએ. પ્રેમના વિખરાઇ જતા વાદળને સંગઠિત કરવા માટે અને તેમાંથી અમીવૃષ્ટિ

થયા કરે, તેટલા માટે જ એ પ્રયોગ દાંપત્યની કલાના એક ભાગ પુરતો થવો જોઇએ.

પરન્તુ કોઇ કોઇ પુરૂષો માને છે કે સ્રીનો કંકાસ તેને ચૌદમું રતન ચખાડવાથી આપોઆપ પતી જાય છે! 'ઢોર, ગમાર, પશુ અરૂ નારી, એ સબ તાડન કે અધિકારી' એવું તુલસીદાસનું એક વાક્ય એવા પુરૂષો પોતાના મંતવ્યના ટેકામાં મુકે છે! એ બાબત જરા ઉંડી ચર્ચા માંગે છે, એટલે હવે પછીના પત્રમાં જ હું એ સંબંધે સ્હેજ વિસ્તારથી લખીશ.

તમારી મોટી ભાભીના

આશીર્વાદ.



# મહાનગી એટલે શું ?

ચી. રજનીકાન્તભાઇ,

આ સૃષ્ટિમાં પુરૂષ અને સ્ત્રી કોઇ ખાસ ઉદ્દેશ્યથી નિર્માણ થયા કરે છે. બેઉમાં કાંઇ કાંઇ ખાસ વિશેષતાઓ છે અને બેઉમાં કેટલીક ત્રુટિઓ પણ છે, એકની વિશેષતાઓથી બીજાની ત્રુટિઓની પૂર્તિ થાય છે, પરન્તુ જો એકમાં જે ત્રુટિઓ હોય તે જ ત્રુટિઓ બીજામાં પણ હોય, તો તેમની જીવનનૌકા બરાબર ચાલતી નથી, એવું દંપતી પરસ્પર સુખદાયક નથી બની શકતું અને બેઉને જીવનમાં મુશ્કેલીઓ વેઠવી પડે છે.

સ્ત્રી અને પુરૂષના અધિકાર સમાન છે. પણ તે તેમનાં ક્ષેત્રમાં જ સમાન છે, અર્થાત્ પોતાનાં ક્ષેત્રોમાંનો સ્ત્રી–પુરૂષનો અધિકાર સમાન મહત્ત્વ ધરાવે છે. પરંતુ તે ઉપરથી જો કોઇ એમ સમજે કે પુરૂષ અને સ્ત્રી સમાન જીવો છે તો તે ભુલ છે. મારી માન્યતા મુજબ તો સ્ત્રી અને પુરૂષ બેઉ જુદા જુદા પ્રકારના જીવો છે. જો કે બેઉની બનાવટ કુદરતે લગભગ સરખા દેખાવની જ કરી છે. એકના પૂર્ણ વિકાસ માટે બીજાનો પણ પૂર્ણ વિકાસ થવો જરૂરી છે. એકના વિના બીજાના ઉદ્દેશ્યની સિદ્ધિ થઇ શકતી નથી. એકની પૂર્તિ માટે બીજાનું સર્જન થયું છે એ ખરૂં છે, છતાં પણ સ્ત્રી અને પુરૂષ બેઉ ભિન્ન વ્યક્તિઓ છે–બેઉની વિશેષતાઓ જૂદી જૂદી છે.

સ્ત્રીઓ કોમળ પ્રકૃતિની, સરળ સ્વભાવની અને ઉચ્ચ અભિલાષોવાળી હોય છે. તે પુરૂષોમાં કોમળતા શોધતી નથી. હું એક સ્ત્રી છું અને એક સ્ત્રી તરીકે સ્ત્રીઓના સ્વભાવ, પ્રકૃતિ અને આવશ્યકતાઓથી પરિચિત હોવાને લીધે તમને એ રહસ્ય બતાવવા ઇચ્છું છું કે સ્ત્રી પોતે કોમળ અને કમજોર હોવાને લીધે પુરૂષમાં બળ, દઢતા અને કઠોરતાને ઇચ્છે છે. પુરૂષની એ વિશેષતાઓ સ્ત્રીના હૃદયમાં વિશેષ આદર અને માન મેળવે છે. પત્ની પતિમાં સૌથી પહેલું શારીરિક બળ, પછી માનસિક બળ, પછી ચારિત્ર્યબળ અને છેલ્લે સંકલ્પબળ અથવા વિચારોની દઢતા ઇચ્છે છે.

સ્ત્રી ધન-દોલત, જર-જવાહીર અને બધા વૈભવને પુરૂષની શક્તિ ઉપર કુરબાન કરે છે, એક મર્દની મર્દાનગીના કદમ ચૂમવાને તૈયાર થાય છે અને જગતનાં બધાં સુખોને લાત મારવા પણ તત્પર બને છે. જે પુરૂષ પોતાને બાહુમાં ઉચકીને દોડી ન શકે, જે પુરૂષ પોતાના જેવો જ નાજુક અને કમજોર હોય, જેના વિચારો અદઢ અને ડામાડોળ હોય, જે દુનિયામાં ડગલે ને પગલે ઠોકર ખાતો હોય કે સાહસ-શક્તિ વિનાનો હોય, જે પોતાની કે બીજાઓની રક્ષા કરવા પણ શક્તિમાન ન હોય, જેનામાં પોતાના મનને કાબૂમાં રાખવાનું સામર્થ્ય ન હોય, તેવા પુરૂષને સ્ત્રી ક્યાંથી માન આપે?

અનેક યુગો અને હજારો વર્ષો વીતી ગયા છતાં સ્ત્રીસ્વભાવની મૂલગત લાક્ષણિકતા તો તે જ રહી છે જે વખતે મનુષ્યો જંગલમાં રહેતા, વનફળ ખાતા, ગુફાઓમાં વસતા, દેહ ઢાંકવાને વસ્ત્રોની પણ અગત્ય માનતા નહોતા, બીજી ટોળીઓના આક્રમણ વખતે પોતાનાં બાળબચ્ચાંનું રક્ષણ વીરતાથી કરતા અને પોતાનો જીવ મુઠ્ઠીમાં લઇને ફરતા, જેમની મર્દાનગીને જોઇને એમની સ્ત્રીની ઉપર બીજા કોઇ

નજર પણ કરી શકતા નહિ અને જેમની છાયામાં સ્ત્રી સુખે સૂતી તથા નિર્વાહ કરતી, તે જ વખતના સ્ત્રીત્વની મૂલ આકાંક્ષા આજના સ્ત્રીત્વમાં પડેલી છેઃ અર્થાત્ સ્ત્રી મર્દાનગીને ચાહે છે.

વિકાસ અને કેળવણીના પ્રભાવથી મર્દાનગીની વ્યાખ્યાઓમાં ફેરફારો થતા રહ્યા છે. આજે સ્ત્રી પતિમાં બુદ્ધિ, વિવેક, ચાતુર્ય, રસિકતા અને આખી દુનિયાનાં સુખોનો સંગ્રહ કરવાની શક્તિને ચાહે છે અને તેને જ તે મર્દાનગી માને છે. એવા ગુણોથી પૂર્ણ જે મર્દને તે પોતાનું હૃદય આપે છે, તેને પોતાનાં બાળકોનો જનક બનાવવા ઇચ્છે છે. તાત્પર્ય એ છે કે પત્ની પતિરૂપી રત્નના દરેક પહેલમાં–દરેક રંગમાં, શક્તિ–મર્દાનગી, પૌરૂષેય જ શોધી રહી હોય છે, અને તેમાં જ તે સર્વ પ્રકારની તૃપ્તિ અનુભવે છે.

સ્ત્રી પ્રગતિની દિશાએ દોડી રહી છે. સ્ત્રી પુરૂષોના જેટલું ભણતર ભણે છે, તેના જેવા ધંધા કરે છે, વિમાનમાં ઉડે છે અને યુદ્ધક્ષેત્રમાં પણ જાય છે એ હું જાણું છું. એથી એની કોમળતાનો નાશ થશે પણ તે મૂળ પ્રકૃતિમાં તો સરખી કોમળ જ રહેશે, એ કઠોરતાનું આવરણ હઠી ગયા વિના અને સ્ત્રી મૂળ સ્વભાવે જ સ્ત્રી બની ગયા વિના રહેવાની નથી. પરન્તુ કોમળતા ગુમાવનારી સ્ત્રી સંપૂર્ણ ગુણોપેત સ્ત્રી નહિ રહે, તે કોઇ પણ પુરૂષના જીવનમાં દાખલ થતાં એવો વિસંવાદ જગવશે કે જેથી તે દાંપત્યમાં કદાપિ એકાકાર થઇ શકશે નહિ. એને હું સ્ત્રીત્વનો વિકાસ નથી કહેતી પરંતુ એને તો હું વિકૃતિ જ કહું છું.

વિકૃતિ નહિ પણ ગમે તેટલો વિકાસ સાધનારી સ્ત્રી તો પુરૂષ–દૃઢ, વીર, શક્તિસંપન્ન, સાહસિક પુરૂષનો આશ્રય જ શોધ્યા કરશે. શા માટે ? કારણ કે જે તેનામાં નથી, તે પુરૂષમાં છે. પોતા જેવા

સુકોમળ ફૂલને ફૂંક મારીને ઉડાવી દેવાને સમર્થ એવો એક મર્દ પોતાના પ્રેમની ભિક્ષા માંગે, એ સુખને માટે તે તલસી રહી હોય છે. જગતમાં હજી એવી સ્ત્રીનો જન્મ નથી થયો કે જે પુરૂષના આ પ્રકારના પ્રેમને જોઇને, એના મુખથી સાચા પ્રેમની ભાષા સાંભળીને અને એના હૃદયના પ્રેમની જ્વાળાથી તપ્ત થઇને ચલિત ન થાય અને પોતાના માનસિંહાસનથી નીચે ઉતરીને તેની સામે હાથ જોડીને ઉભી ન રહે!

બસ, સ્ત્રીના સ્વાભાવમાં રહેલા આ તલસાટને પુરૂષ જાણે છે અને એ જાણપણને તેણે વિકૃત બનાવી મૂકયું છે, તેને જ પરિણામે તે પોતાની મર્દાનગીની મૂર્ખતાભરી છાપ સ્ત્રી ઉપર પાડવાનાં ઘણી વાર ફાંફાં મારે છે! હું એવા કેટલાક મૂર્ખ પુરૂષોને ઓળખું છું કે જેઓ પોતાની મર્દાનગી કેવળ અતિસમાગમથી બતાવવામાં અને એ રીતે સ્ત્રીનો પ્રેમ મેળવવાના ધખારામાં ભ્રમ્યા કરતા હતા. ક્ષય જેવા ગંભીર રોગનો ભોગ થવા છતાં સ્ત્રીની જાતિય તૃપ્તિ કરવાને તત્પર રહેનારા અને કદાચ તે પરપુરૂષગામિની થશે એવા સંશયપૂર્વક— પોતાની જાતીય મર્દાનગી બતાવનારા કમઅક્કલ પુરૂષો પણ મેં સાંભળ્યા છે. મર્દાનગીના આવા જ કોઇ ધખારાથી પુરૂષ જ્યારે પીડાય છે ત્યારે તે માનવ મટીને પશુ બને છે, તે પતિ મટીને માલીક બને છે, અને સ્ત્રી પર એક યા બીજે નિમિત્તે હાથ ઉપાડે છે! અને પછી સ્ત્રીને 'તાડન કે અધિકારી' માનનાર તુલસીદાસનો ટેકો પણ તેમને મળી જાય છે!

સ્ત્રીમાં લાગણીવશતા વિશેષ હોય છે, એટલે તેના મન પર રોષની, ઠપકાની, કે એવી બીજી લાગણીની અસર કરવી જ જો જરૂરી હોય તો તે પશુ બન્યા વિના પતિ કરી શકે છે, પરન્તુ એ હદ ઓળંગીને જે પુરૂષ માનતો હોય કે સ્ત્રીને મારવાથી તેને પતિના પુરૂષત્વની વિશેષ ને વિશેષ પ્રતીતિ થાય છે અને ઉલટો તે વધુ પ્રેમ કરે છે,

એ પુરુષ મૂર્ખનો સરદાર છે. કલહનું નિવારણ માર મારવાથી થતું નથી. ઉલટાનો કલહ વધે છે, કારણ કે પોતાની હીન અવસ્થાનું ભાન થતાં સ્ત્રી ગાય હોય તો પણ વાઘણ બને છે અને લાગણીવશતાને લીધે તે ઉશ્કેરાટમાં કાંઇનો કાંઇ અનર્થ કરી નાંખે છે.

મારા કથનનું તાત્પર્ય એ છે કે કલહનો અંત મારથી કદાપિ આવી શકતો નથી અને માર જેવા કઠોર વર્તનને સ્ત્રી સ્વભાવથી ઇચ્છી રહી હોય છે તે ખ્યાલ ભૂલભરેલો છે. સ્ત્રીને તો મર્દાનગી જોઇએ છે—વીરતા જોઇએ છે: પશુતા નહિ. મર્દાનગી સંબંધી વિકૃત માન્યતા છોડવાથી જ તે સાચા પતિપદને માર્ગે ચડી શકે છે.

તમારી મોટી ભાભીના
આશીર્વાદ.



પત્ર સોળમો

# સાચો દાંપત્યપ્રેમ એટલે શું ?

ચી. રજનીકાન્તભાઇ,

જો સ્ત્રીને આદર્શ પતિ મળે, અને પતિને આદર્શ પત્ની મળે તો તેઓની વચ્ચે સાચો દાંપત્યપ્રેમ જાગે અને તેઓ જીવનભર સુખી થાય, એવી માન્યતા ચોમેર પ્રસરી રહેલી છે. સવિતા તમારામાં આદર્શ પતિત્વની આશા રાખતી હશે અને તમે સવિતામાં આદર્શ પત્નીત્વની આશા રાખતા હશો, એમ હું માનું છું. પરન્તુ હું તો માનું છું કે આદર્શ પતિ અને આદર્શ પત્ની એ કેવળ કલ્પનાની જ વસ્તુ છે! નાટકો અને નવલકથાઓમાં લેખકો ભલે એવા આદર્શ પતિ–પત્નીઓનાં જોડાં આલેખતા હોય, પરન્તુ નક્કર જીવનમાં જ્યાં પતિ અને પત્નીની આદર્શ વિષેની કલ્પના જ જૂદી જૂદી હોય છે, ત્યાં આદર્શ એ ચોક્કસ બીબામાં ઢાળેલો ગુણોનો જત્થો જ હોઇ શકે એમ માનવું એ કેટલું વિચિત્ર છે?

એક પુરૂષ અને એક સ્ત્રી પરસ્પર આદર્શ પતિ અને પત્ની બની શકે ખરાં, અને એ માટેની પરસ્પરની સમજૂતી એ જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે. આવી પરસ્પરની સમજૂતી વિવેક અને બુદ્ધિ વડે થઇ શકે છે. પરન્તુ પ્રત્યેક દંપતિની સમજૂતી જૂદી જૂદી હોઇ શકે. પ્રકૃતિને અનુસરીને એક દંપતી જેવી સમજૂતીથી સુખી થયાં હોય તેવી જ સમજૂતીથી બીજાં દંપતી સુખી થાય એવો નિયમ પણ બાંધી શકાય નહિ. એટલા માટે તેમના સુખનો આધાર તેમનાં જ વિવેક અને બુદ્ધિપર વધારે હોય છે. આવી સમજૂતી ઉપર જ સાચા દાંપત્યપ્રેમનો ફૂલછોડ ઉગીને ઉછરે છે.

પરન્તુ પતિને ઇંદ્રિયસુખ આપવાથી તે પ્રસન્ન થઇને આદર્શ પતિ બની જાય છે કિંવા તેનો પ્રેમ પ્રકટી નીકળે છે એવી માન્યતા ધરાવનારી સ્ત્રીઓ ભૂલ કરે છે. દારૂની તરસની પેઠે જેમ જેમ ઇંદ્રિયસુખની પ્યાલી વધારે ને વધારે પીવામાં આવે છે તેમ તેમ તે તરસ વધતી જાય છે. તે કદાપિ તૃપ્ત થતી જ નથી. પતિ અને પત્નીને પરસ્પર પ્રેમથી બાંધી રાખવાનો એક જ ઉપાય માત્ર મેં ઉપર કહ્યું તેમ વિવેક અને બુદ્ધિપૂર્વકની સમજૂતી છે.

તમે મારી આ વાતને વેદવાક્ય તુલ્ય માનજો કે લગ્નજીવનને સુખમય બનાવવાનો મૂલમંત્ર એક છે અને તે સાચો દાંપત્યપ્રેમ : અને સાચા દાંપત્યપ્રેમનો અર્થ એ છે કે એકબીજાને માટે વધુમાં વધુ ત્યાગ કરવાની વાંચ્છના અને એકબીજાનો જાન આપીને પણ પરસ્પર સેવા કરવાનો સંકલ્પ.

આ આર્ય દાંપત્યપ્રેમને જોવો હોય તો કૃપા કરીને યુરોપ–અમેરિકા તરફ ન જોશો, અથવા જુઓ તો ત્યાં દંપતીઓની શી દશા છે અને તેઓ પણ આજે શું ઇચ્છી રહ્યા હોય છે તેનો વિચાર કરજો. પિતા અને પુત્રની પ્રકૃતિમાં અંતર હોય છે, તેઓને પરસ્પર બનતું નથી, ત્યારે સમજુ પિતા–પુત્રો પોતાની ખુશી અને નાખુશીની વાતોમાં બાંધ–છોડ કરીને મેળ સાધી લે છે અને તેઓ એમ કરે છે તો જ તેઓ સાથે રહી શકે છે. માતા–પુત્રના દષ્ટિકોણ વચ્ચે યુગોનું અંતર હોય છે, માતા કંકાસિયણ હોય છે અને પુત્ર નવયુગની હવામાં ઉડતો હોય છે, તો પણ માતા અને પુત્ર માંહોમાંહે સમજૂતી કરીને નિભાવે છે. તેવી જ રીતે ભાઇ અને બહેન, માતા અને પુત્રી, એકબીજાથી ખૂબ દૂર હોય છે છતાં એકબીજાને નહિ છોડવાને સમજૂતી પર આવી જાય છે. જ્યાં સમજૂતી શક્ય નથી હોતી, પ્રકૃતિભેદને લીધે જેઓ એકબીજાને છોડવામાં જ શાંતિ માને છે, ત્યાં તેઓ તેમ પણ કરે છે.

પરન્તુ આજે યુરોપ-અમેરિકાનાં દંપતીઓ પણ ઇચ્છે છે કે બાંધ-છોડની રીતે સમજૂતી ઉપર આવીને, કોઇ વસ્તુનો ત્યાગ કરવો ઘટે તો તેમ પણ કરીને, પ્રેમની વૃદ્ધિરૂપ સહવાસને નિભાવવો જોઇએ. એ દેશનાં દંપતીઓ અને કુટુંબો પાસેથી આ ગુણ આપણે શીખવો જોઇએ. જો કે ત્યાંનાં બધાં દંપતીઓ અને કુટુંબોએ આવો ગુણ ખીલવ્યો છે એમ કહેવાને હું આજે તૈયાર નથી. મારૂં કથન તો એ છે કે જીવનની બધી પરિસ્થિતિની વચ્ચે આપણે નિભાવી લેવાની મનોવૃત્તિ ધારણ કરીએ છીએ, તો પતિ-પત્નીએ પરસ્પરના સુખને માટે નિભાવી લેવાને બાંધ-છોડ કરવી અને સમજૂતી પર આવવું એ કેમ શક્ય ન બને ? ફાટયા લુગડાને સાંધીએ નહિ અને રૂઠયા માનવીને મનાવીએ નહિ તો સંસાર ચાલી શકે શી રીતે ?

અને એ નિભાવવાની વૃત્તિમાં જે ત્યાગની ભાવના રહેલી છે તે જ પ્રેમના એક આવિષ્કારરૂપ છે. પરસ્પરના સુખ-સંતોષ માટે ત્યાગ કરવાની-નિર્વ્યાજ અને પ્રતિફળની અપેક્ષા વિનાના સ્વાર્પણની ભાવના એ જ સાચા દાંપત્યપ્રેમનું પ્રકટ સ્વરૂપ છે. લગ્નનો અર્થ અને ઉદ્દેશ ઘણાઓ ભૂલી જાય છે. લગ્નનો અર્થ એ છે કે વિકાસની સીઢી પર પ્રત્યેક મિનિટે ઉપર ચઢવામાં વધુમાં વધુ પરસ્પરને સહાય કરવી-સેવા કરવી અને એકબીજાને નિવૃત્તિના માર્ગ માટે વધુ ને વધુ ઉપયોગી બનાવવાં તે. દાંપત્યના કર્તવ્યના પાલનમાં પોતાની ઇચ્છા, પોતાની વાસના, પોતાની કામનાનો પ્રશ્ન ઓછો હોવો જોઇએ. લગ્નની વેદી પર બેસીને અગ્નિ અને અન્ય દેવતાઓની સાક્ષીએ પતિ અને પત્ની આ કર્તવ્યના પાલનનું વચન આપે છે અને એ વિષે જ સંકલ્પ કરે છે. આ વચન અને આ સંકલ્પ કાંઇ શુષ્ક ધર્મક્રિયા નથી, તે સફળ અને પ્રેમાળ દાંપત્યજીવનનો વહેવારૂ મંત્ર છે, તે વિજ્ઞાનસિદ્ધ મંત્ર છે, તે મુખથી બોલવાનો જ નહિ પણ જીવનમાં આચરવાનો મંત્ર છે.

હવે તમે જે દંપતીઓની વચ્ચે કલહ–કંકાસ ચાલતો જીવનમાં જોયો હોય, તેમનાં વર્તનને સંભારી જજો, એટલે જણાશે કે તેઓમાં પ્રેમ કેમ ખીલ્યો નથી! તેઓ સ્વાર્પણને બદલે શોષણને લગ્નનો મંત્ર સમજી બેઠાં હશે એમ હું ખાત્રીપૂર્વક કહું છું અને થોડો વિચાર કરતાં તમને પણ તે જણાઈ આવશે. માત્ર પોતાના જ સુખની ઝંખના પતિ કે પત્ની કરતાં હોય ત્યાં સ્વાર્પણની વૃત્તિ સંભવે જ ક્યાંથી? જ્યાં સ્વાર્પણ ન હોય, ત્યાં શોષણ હોય; જ્યાં શોષણ હોય ત્યાં પ્રેમ ક્ષણભર પણ ઉભો રહે નહિ: અને જ્યાં પ્રેમ ન હોય, ત્યાં વિસંવાદ, કલહ, રીસામણાં, છૂટાછેડા, એવાં કાંઈ કાંઈ તાંડવ ચાલી રહેલાં જ હોય.

તમે કહેશો કે પતિ અને પત્ની બેઉમાંથી એક આવી સ્વાર્પણની ભાવનાથી યુક્ત હોય, પણ બીજું પાત્ર તે ન સમજતું હોય તો? હું કહું છું કે સ્વાર્પણની વિશુદ્ધ ભાવના પતિ કે પત્ની ગમે તે એકમાં હોય, પણ એ ભાવનાનું ચુંબક બીજા પાત્રમાં એ ભાવના પ્રકટ કર્યા વિના રહેતું જ નથી. તે માટે ધીરજ અને શ્રદ્ધા હોવાં જોઈએ. જો બેઉમાં સમાન સ્વાર્પણની ભાવના હોય, તો પછી આ વાત સમજાવવાની જરૂર જ રહેતી નથી. એ ભાવના ન હોય ત્યારે તો આવું બધું કહેવાની જરૂર પડે છે. પરન્તુ હું તો ઇચ્છું છું કે તમે અને સવિતા એ બધું સમજતાં હો એટલે આવો ઉપદેશ તમારે માટે આવશ્યક પણ ન હોય!

**તમારી મોટી ભાભીના**

આશીર્વાદ.



પત્ર સત્તરમો

## લગ્નજીવનનું સારતત્ત્વ

ચી. રજનીકાન્તભાઈ,

મેં તમને જરૂર પૂરતી વાતો લખી નાંખી છે, એટલે હવે મારો આ પત્ર છેલ્લો જ છે. એ પત્રમાં હું તમને મારા બધા પત્રોનો સાર તારવી આપવા જ માત્ર ઇચ્છું છું, એટલે તમને તેમાંથી કાંઈ નવી વાત જાણવાની ન મળે એ સંભવિત છે.

લગ્નના સંબંધમાં મુખ્યત્વે સમજી લેવાની વાત એ છે કે લગ્ન આ સૃષ્ટિના માત્ર વિકાસને માટે છે. વિકાસ માટેનો એ લગ્નપ્રબંધ સર્વશ્રેષ્ઠ છે કે નહિ એ વાત અહીં કરવાની જરૂર નથી, પરન્તુ તેનો હેતુ વિકાસ છે એ વિષે શંકાને સ્થાન નથી. તે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે લગ્ન એ સુખની જ વસ્તુ છે, તેથી સુખ જ મળે છે એમ પણ સદા નથી બનતું. માનવીના વિકાસના હેતુથી લગ્નની પ્રથાને માનવીના મગજે અને તેનામાં કુદરતી રીતે રહેલી પશુપ્રવૃત્તિએ જન્મ આપ્યો છે. સમાજના રક્ષણ અને વૃદ્ધિનું એ માત્ર સાધન છે, અને એ સાધન કેવળ નિર્દોષ છે એમ પણ માનવાનું નથી. માનવીએ પરિસ્થિતિને વિચારીને સારા અને નરસાની વચ્ચેથી કાઢેલો એક મધ્યમ માર્ગ એ જ આજનો લગ્નપ્રબંધ છે.

લગ્નસંબંધથી બંધાઇને પતિ–પત્ની ઓછામાં ઓછા ખર્ચે અને ઓછામાં ઓછી મુશ્કેલીએ, સાથે રહી, બની શકે તેટલી સારી રીતે જીવનયાત્રાને સફળ કરે અને વિકાસની સીડી ઉપર ચડી શકે, એટલો જ લગ્નનો ઉદ્દેશ છે. દુર્ભાગ્યે ઘણે સ્થળે લગ્ન આજકાલ ઓછા ખર્ચવાળો વ્યભિચાર થઇ ગયો છે અને તેથી જ ગૃહસ્થજીવન કડુ, કંટકમય અને કષ્ટકર બની ગયું છે. જો સ્ત્રીસમાગમ કેવળ

આત્મિક વિકાસ અને સંતાનોત્પત્તિ માટે જ કરવામાં આવે અને તે સિવાયના સમાગમને પાપ માનવામાં આવે; તે સાથે જ સ્ત્રીઓ એવો દૃઢ-સંકલ્પ કરે કે નિયમિત સમય વિના બીજા કોઇ સમયે પતિની વાસનાની તૃપ્તિનું કારણ પોતે-બનતાં સુધી નહિ જ થાય, અને પુરૂષ એવો સંકલ્પ કરે કે સ્ત્રીના માનસિક અને આધ્યાત્મિક સાહચર્યમાં પોતાને અધિક સુખી સમજશે તો સંસારનાં અનેક કષ્ટો આપોઆપ ઓછાં થઇ જાય. પોતાના જીવનને વધુમાં વધુ સુખી બનાવવા ઇચ્છતી સ્ત્રીઓએ પોતાના પતિઓને સદા એટલું શીખવતા રહેવું જોઇએ કે કામવાસનાની તૃપ્તિ અથવા શારીરિક પ્રેમ એ જડનો પ્રેમ છે, પ્રેમનું એક તુચ્છ અંગ માત્ર છે, અને કામવાસના એ પ્રેમ નહિ પણ પ્રેમની છાયા માત્ર છે. સાચી વાત તો એ છે કે ત્રણ બાળકોનો જન્મ થયા બાદ કામવાસનાનું દ્વાર બંધ કરી દેવું જોઇએ, અને જો તે દ્વાર કોઇ વાર ખુલે, તો સ્ત્રીની ઇચ્છા અને પ્રેરણાથી જ ખુલવું જોઇએ. છતાં એ દ્વાર ખોલવાની પુરૂષની જ ઇચ્છા હોય, સંયમ એ શક્તિથી દૂર બની ગયો હોય, સ્ત્રીની ઇચ્છા ન જ હોય, તો સંતતિનિયમનનો કૃત્રિમ માર્ગ ભલે લેવાય: અસંયમીઓથી બીજું બની શકે પણ શું ?

તે સાથે એટલું પણ સમજી રાખવું જોઇએ કે સ્ત્રી એ ગૃહસ્થ-જીવનની નૌકાને અગ્રેસર કરવા માટેનો ખલાસી છે; કેવળ તે સુખની સ્થૂળ સામગ્રી નથી; ઇહલોક અને પરલોકને સુખી બનાવનારી એક સહાયિકા પણ છે: એવી સમજણને પરિણામે સંસાર સંબંધી અનેક મુશ્કેલીઓ દૂર થઇ જશે. સ્ત્રી એ આર્યદૃષ્ટિએ અર્ધાંગિની છે, ધાર્મિક ક્રિયાઓ સ્ત્રી વિના એકલો પુરૂષ કરી શકતો નથી. સ્ત્રીને કામકેલીની સામગ્રી કદાપિ માનવામાં આવી નથી.

ખૂબસુરતી એ કોઇ વિશિષ્ટ વસ્તુ નથી. લગ્ન પૂર્વે કન્યાનાં રંગરૂપ પૂછવામાં આવતાં નહિ, માત્ર તેનાં અંગોપાંગમાં કોઇ ખોડખાંપણ

નથી, એટલી જ તજવીજ કરવામાં આવતી, વર તો કન્યાને લગ્ન પૂર્વે જોઇ શકતો જ નહિ. કન્યા અમુક કુળની કે અમુક સંસ્કારવાળી છે એટલું પ્રમાણપત્ર જ કહી દેતું કે તે પત્નીનાં કર્તવ્યો સરસ રીતે પાળશે. પત્ની એ વેશ્યા નથી. સુંદર સ્ત્રીઓના બજારમાં પ્રદર્શન કરવા માટેની વસ્તુ નથી, તે પુત્રોની માતા છે, જનની છે, ગૃહની દેવી છે, એવું ગૌરવ કરનારી જ એ જૂની રસમો હતી. લગ્ન માટેની કન્યાની પસંદગીમાં જે જે બાબતોની પૂર્વે તજવીજ કરવામાં આવતી, તે તજવીજમાં જ લગ્ન પ્રતિ કેવી દૃષ્ટિથી જોવામાં આવતું તે પ્રતીત થતું. આજે એ પ્રથા જંગલી મનાય છે, વધુ તજવીજ કરવામાં આવે છે, વધુ યોગ્યતા, કલા, ભણતર, ઇત્યાદિ જોવામાં આવે છે અને કન્યાને વર પોતે ન જૂએ ત્યાંસુધી લગ્ન કરવાની તે ના કહે છે : આ સ્થિતિને હું અનિષ્ટ તો નથી કહેતી, પરન્તુ એ સ્થિતિમાં જેટલે અંશે પત્ની તરફ જોનારી પુરૂષની દૃષ્ટિમાં વિકૃતિ થઇ છે તેટલે અંશે તેમાં અનિષ્ટતા પેઠી છે એમ હું માનું છું ખરી. રૂપ, ગુણ, ભણતર, ઇત્યાદિને જે પુરૂષ પોતાના તનમનના વિલાસની સામગ્રીની દૃષ્ટિએ જ જોવા ઇચ્છે, તે પુરૂષની લગ્ન પ્રતિની દૃષ્ટિ વિકૃત છે એમાં સંશય નથી. પત્નીમાં નાટકની નાટિકાનું દર્શન કરવા ઇચ્છતો પુરૂષ લગ્નપ્રથાને વધારે વિકૃત કરી રહ્યો છે એમ હું તો માનું છું.

સૌંદર્ય અને ગુણ–સંસ્કાર એ બે વસ્તુઓ પર વાસ્તવિક દૃષ્ટિથી જે પુરૂષ જુએ છે, તે પુરૂષ સૌંદર્યને સ્ત્રીમાં લગ્ન માટેની એક આવશ્યકતા નહિ માને. સૌંદર્ય એ સમય વીતતાં ઓછું જ થાય છે– વધતું નથી; ગુણસંસ્કાર સમય વીતતાં વધે છે : બસ જે ઘટે છે તેની તરફ જોવા કરતાં જે વધે છે તેની તરફ જોવું એ જ હિતકારક છે, એમ જો પુરૂષો સમજતા થાય તો તેઓ પોતાની સ્ત્રીમાં નાટકની નાયિકાના સૌંદર્યની લાલસા ધરાવતા બંધ થાય. સૌંદર્ય મનુષ્યને માટે નિત્ય નવું આકર્ષણ પેદા

કરી શકતું નથી, પછી ભલે એ સૌંદર્યને જડ આભૂષણોથી શણગારવાનાં ફાંફાં મારવામાં આવે. પરંતુ ગુણ—સંસ્કાર એવી વસ્તુ છે કે તે નિત્ય નવું આકર્ષણ જમાવી શકે છે અને પ્રેમવૃદ્ધિના કારણરૂપ બની શકે છે. આ બાબત હું તમને વધારે વિસ્તારથી લખું છું, તેનું કારણ એ છે કે પુરૂષની સૌંદર્ય પ્રતિની દૃષ્ટિ એટલી વિકૃત બની છે કે એ દૃષ્ટિએ જ અનેક સંસારોને ધૂળધાણી કર્યા છે, અનેક સ્ત્રીઓનાં જીવન ખારાં ઝેર બનાવી મૂક્યાં છે, અનેક શાપોથી લગ્નપ્રથાને અભિશાપિત કરી છે અને સંસારમાં અનેક નવા કોયડાને જન્મ આપીને સંસારસુધારકોને મુંઝવી માર્યા છે.

લગ્નજીવનને સુખી કરવા ઇચ્છતા પતિએ એક વધુ વાત જાણી લેવી જોઇએ અને તે પોતાના તથા સ્ત્રીના શરીરની રચનાની. હું ડાકટર નથી અને આ પત્રોનો મારો ઉદ્દેશ તમને ડાકટરી શીખવવાનો નથી, પરન્તુ માનવશરીરની રચનાનાં મૂળતત્ત્વો દરેક પતિએ શીખી લેવાં જોઇએ, અને તે શીખવાથી જ પત્નીપરના પુરૂષના અજ્ઞાનવશ અત્યાચારો અટકે છે. અણસમજને લીધે જે જે શારીરિક વ્યાપારોની અતિશયતા હાનિકારક નીવડે છે, તે અતિશયતા અટકાવવાનો માર્ગ જ આ પ્રકારની સમજ છે. સ્ત્રીનાં જૂદાં જૂદાં અવયવો સમાગમમાં શાં શાં કામ કરે છે તેની સમજથી તે તે અવયવોને વિશ્રાંતિ આપવાની કેટલી જરૂર છે તે પુરૂષ સમજી શકે છે અને તેને યથાયોગ્ય સમય સુધી બ્રહ્મચર્ય પાળવાની અગત્ય સમજાતાં આપોઆપ તેને પોતાના મનને સંયમમાં રાખવાની અગત્ય પણ સમજાય છે. અસંયમ એ એક રીતે અજ્ઞાનમાંથી જ જન્મે છે.

સ્ત્રીના શરીરની માહિતી મેળવવા ઉપરાંત સ્ત્રીના મનની માહિતી મેળવી લેનાર પતિની દૃષ્ટિ સમીપે પોતાના લગ્નજીવનનો માર્ગ અનંત અજવાળાંથી પ્રકાશિત બની જાય છે. એ મનને પોતાને અનુકૂળ કેવી રીતે કરી લેવું, તેનો માર્ગ એથી જ સૂઝે છે. એક વાર બેઉ મન

પરસ્પર સમજાઇ જાય અને એ મનોની અનુકૂળતાની સિદ્ધિમાં જ સંપૂર્ણ સુખનો માર્ગ રહેલો છે એવી સમજ હાથ લાગી જાય તો પછી કલહ–કંકાસ કે મતભેદનો પ્રસંગ આવતો જ નથી; કારણ કે મનભેદ ઉપસ્થિત થતાં પણ પરસ્પર સમજૂતીથી નિભાવી લેવાની સમજ તેમાંથી પ્રકટે છે, અને પછી ચિરસ્થાયી પ્રેમ બેઉ વચ્ચે પ્રકટે છે. એ જ લગ્નજીવનની સફળતા અને એ જ લગ્નદ્વારા વિકાસ-સાધવાના માનવીના આશયની પરિપૂર્ણતા.

રજનીકાન્તભાઇ ! મેં તમને મારા પત્રોમાં ઘણી ઘણી વાતો કહી છે; કોઇ વાર એકની એક વાત મેં તમને ફરીથી કહીને પુનરુક્તિદોષ પણ કર્યો હશે; પરન્તુ તેમ કરવામાં મારો આશય તમને જેમ બને તેમ વધુ સચોટતાથી લગ્ન પછીનાં તમારાં કર્તવ્યોની દિશા બતાવી આપવા સિવાય બીજો કશો નથી.

હવે તો મારા આશીર્વાદ છે કે તમે રંગે–ચંગે પરણીને ઘેર આવો અને સવિતા તમારા જીવનમાં પ્રકાશ પાથરનારું તમારું અર્ધું અંગ બની રહો !

**તમારી મોટી ભાભીના**

મંગળ આશીર્વાદ.



# પરિશિષ્ટ

ચી. રજનીકાન્તભાઇ,

તમે રંગે-ચંગે પરણીને ઘેર આવ્યા, તે મતલબનો તમારો પત્ર મળ્યો અને મને ખૂબ આનંદ થયો. મારા પત્રો માટે તમે મારો આભાર માનો છો? ભાઇ! એમાં આભાર માનવાની શી જરૂર છે? માતા પુત્રને જીવનસાફલ્ય માટેની શિખામણ આપે તેમાં તે કશો ઉપકાર કરતી નથી, માત્ર પોતાની ફરજ બજાવે છે. તમારી પ્રત્યેની મારી ફરજ એક વત્સલ માતા જેવી જ હતી અને તે મેં બજાવી છે, એમાં આભાર શાનો માનો છો?

તમારા પત્રમાંની બીજી એક વિગતથી હું આનંદ સાથે આશ્ચર્યમાં ગરકાવ બની ગઇ છું. જેવી રીતે મેં તમને પુરૂષના લગ્નજીવનની માહિતી અને શિખામણ આપનારા પત્રો લખ્યા હતા, તેવા જ પત્રો તમારી પત્નીને તેના મોટાભાઇએ પણ લખ્યા હતા, એ જાણીને મને પરમ આનંદ થયો છે.

પરન્તુ એ બેઉ પત્રોને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરીને બીજાં નવદંપતીઓને માર્ગદર્શક બનવાની તમારી અને સવિતાની ઇચ્છા છે એ જાણીને મને આશ્ચર્ય થયું છે. મારા પત્રો તો તમને સંબોધીને લખાયલા હતા, એટલું જ નહિ પણ તમને, તમારી ટેવોને, તમારા ગુણ-દોષને દૃષ્ટિ સમીપે રાખીને જ મેં એ પત્રો લખેલા હતા. છતાં તમે માનો છો કે એ પત્રો બીજાંઓને માર્ગદર્શક બની શકે તેવા છે, તે આશ્ચર્યની વાત છે. મારા જેવી એક સાધારણ જુવાન સ્ત્રીમાં થોડા અનુભવ અને વિચારોને અંતે બીજાઓને માર્ગદર્શક બનવાની યોગ્યતા આવી ગઇ હોય, એમ મને લાગતું નથી. જે પતિ તમારા

તાં વિશેષ બુદ્ધિશાળી હોય, તેને મારા પત્રોમાં કશું નવું ન લાગે; ને જે પતિ અબુદ્ધ હોય તેને મારા પત્રોમાં કશું વહેવારૂ ન લાગે, ટલે એ બેઉ વર્ગના પતિઓને તો મારા પત્રો નિરૂપયોગી જ ગવાના; અને જગતમાં તરેહ તરેહનાં માનવી હોય છે તેમજ વિવિધ તિ, જ્ઞાન, બુદ્ધિ અને કલ્પનાવાળા પતિઓ પણ હોય છે. એ ને સમનુકૂળ થઇ પડે તેવા—પેટન્ટ દવા જેવા પત્રો કાંઇ મેં તમને ખ્યા નથી. પરન્તુ હા, તમે તો એમ માનો છો કે તમારા જેવા યમ યોગ્યતા અને બુદ્ધિવાળા પતિઓ જ જગતમાં મોટા ભાગે ા છે અને તેથી મારા પત્રો સૌને નહિ તો મોટા ભાગના તેઓને માર્ગદર્શક બનવાની યોગ્યતાવાળા છે, અને તેથી તમે તેનું તક બનાવવા ઇચ્છો છો, તો ભલે, ભાઇ ? તમારી એ ઇચ્છા ી કરો.

હવે તો ઘેર આવીને તમો નવદંપતીને આનંદભરી આંખે વાની બહુ—બહુ ઇચ્છા થાય છે, પણ એ ઇચ્છા હાલ તુરતને ે તો દબાવી રાખવી પડે છે.

સૌ સવિતાને મારી આશીષ કહેજો : જુઓ, મારો બચુ આ જ કિલકિલાટ કરીને એ આશીષમાં શાખ પૂરે છે.

તમારી મોટી ભાભીના
તમોને બેઉને આશીર્વાદ.



લોર્ડક્રીન પ્રિન્ટરી :: ખાડીયા, અમદાવાદ.